

તત્ સત્ પરમાત્માને નમઃ

# છગન કાવ્ય પદ દીપિકા

લેખક,

પટેલ છગનદાસ દ્વારકાંદાસ

છપાવી પ્રસિદ્ધ કર્તા,

સ્વામી સરજ્યુગીરજી મોહનગીરજી

કિંમત ૦-૧૦-૦



ૐ તત સત્ પરમાત્માને નમઃ

# છગન કાવ્ય પદ દીપિકા.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

**સ્વામી. સરજુગીરજી મોહનગીરજી**

ગામ બલોલ જોશી મઠના રહેવાસી,

તાલુકે મહેસાણા.


સંવત. ૧૯૮૭ સન. ૧૯૩૧

આવૃત્તિ પહેલી. પ્રત. ૧૦૦૦

કિંમત રૂ. ૦-૧૦-૦.



ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપ્યું પાનકોરનાકે અમદાવાદ.

# હરી ઓમ

## આભાર પત્રિકા.

સ્વામી સરજુગીર મહાત્મા કહે છે કે ભગત છગનદાસ દવારકાદાશ સ્વામી કેવળગીર મહાત્માના શિષ્ય છે તેઓ મારા ગુરૂભાઇ છે પરંતુ મારાથી ગુરૂભાવ અત્યંત રાખે છે તેઓ હાલ ગામ પાંચોટ તાલુકે મહેસાણાના રહીશ છે. તેમનાં પ્રેમ લહેરમાં ગાયેલાં ભજન, ગરબી, કુંડલીયાં તથા છપ્પા, દોહરા, સાખી, આખ્યાન વિગેરે બહુ જ્ઞાન-રસથી ભરપુર હોવાથી અમો છપાવી બહાર પાડીએ છીએ. આ ગ્રંથનું નામ છગન કાવ્ય પદ દીપિકા રાખ્યું છે. આ ગ્રંથ હરિજનોને બહુ ઉપયોગી છે. તો મારા વહાલા હરિજનો આ ગ્રંથનાં ભજનો જુદી જુદી નોટબુકોમાં હોવાથી પટેલ ઇશ્વરભાઇ અમીચંદદાસ તથા શંકરભાઈ જોઇતારામદાસ તેમને એકત્ર કરી લખી આપ્યાં છે કારણ કે ભગત છગનદાસ પુરતુ ભણેલા ન હોવાથી આ બે હરિજનોએ તેમની પાસે રહી મારી આજ્ઞાથી બહુ જ મહેનત કરી છે. આ ગ્રંથ છપાવવા માટે પણ વહોરા રસુલમીયાં જીવામીયાં તથા પટેલ જીજીદાશ વનમાળીદાસ અને કુંભાર રણછોડભાઇ ઉમેદભાઈ તથા સોમાભાઇ માધવદાસ તથા ગણાયેક હરીજનોએ બહુ મદદ કરવા બદલ તેમને આર્શીવાદ આપું છું.

### સાખી.

સુખ શાન્તી સદા હજો, થાજો લીલા લહેર;
પરમ પદને પામ જો, ગુરૂ તણી છે મહેર.

સંવત ૧૯૮૭ ના વૈશાખ સુદ ૩ } સ્વામી સરજુગીરજી મોહનગીરજી
ગામ બલોલ જોશી મઠ.

ૐ તત્વમસિ—સામવેદ

ૐ અયમાત્મા–બ્રહ્મ—અથર્વવેદ




ૐ પ્રજ્ઞાનંદ બ્રહ્મ—ઋગ્વેદ

ૐ અહં બ્રહ્મસ્મી—યજુર્વેદ

## श्रीगणेशाय नमः

( श्लोकः )

ॐकारं बिंदु संयुक्तं नित्यं ध्यायंति योगिनाः
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमाः ॥१॥

અર્થ—આ ઓમ અક્ષર બ્રહ્મરૂપ છે એ અક્ષરની જે કોઈ બીંદુસંયુક્ત ઉપાસના કરે છે તે પુરૂષ અર્થ, ધર્મ, કામ અને મોક્ષ એ ચારો પદાર્થને પામે છે એવા બ્રહ્મરૂપ ઓંકારને હું પુનઃ પુનઃ નમસ્કાર કરૂં છું.

( श्लोकः )

आकाशात्पतितंतोयं यथा गच्छति सागरं
सर्व देवो नमस्कारं केशवं प्रतिगच्छति. ॥२॥

અર્થ—ત્રણ લોકમાં જે તેત્રીસ કરોડ દેવતા છે તેમને કેશવરૂપ સમજીને હું નમસ્કાર કરૂં છું.

### मंगलाचरण–राग हरिगीत छंद.

प्रथम नमु गुरुदेवने जीन ज्ञान हृदयमां दयो ।
मेटि कल्पना सर्वहि अज्ञान तब नासी गयो॥
संसारसे तरवाने काजे दासे रची पद दीपिका ।
सोधन करे जे ग्रंथका कल्याण होगा जीवका ।

केवलगीर महाराजने कृपाकरी भरपुर है ॥
अज्ञान संशय मेटके प्रगटायो आत्मसुर है ॥
स्वामी सरज्युगीर छगनने समजाई सारी रीत है।
तब ग्रंथ बाहिर पाडवा हृदयमें उपजी प्रीत है॥

## મંગલાચરણનો ભાવાર્થ ટુંકાણમાં.

ભક્ત છગનદાસે ગુરૂકૃપાથી રચેલી જે પદદીપિકા તેમાં ઓંકારની મહિમા તથા પુનઃ સર્વ દેવતાઓને કરેલી નમસ્કાર લખેલી છે તે પછી પોતાને ઉપદેશ કરતા સદ્ગુરૂનો મંગલાચરણ બનાવેલો છે અને આ ગ્રંથ બાંધી તૈયાર કરીને મૂકી રાખેલો હતો બહાર પાડવાનો કાંઈ વિચાર નહતો એટલામાં સ્વામી સરજ્યુગીરજી મહારાજે આ ગ્રંથ જોયો એટલે એમના હૃદયમાં વિચાર કર્યો કે આ ગ્રંથ બહાર પડે તો બહુ સારું. ત્યારે ભક્ત છગનદાસ પાસેથી લઈને આ ગ્રંથ હું પ્રસિદ્ધ કરું છું. માટે મારા હરીજનો કોઈ સ્વર વ્યંજનનો ફેરફાર હોય તો સુધારીને વાંચશો.

હરી ઓમ શાંન્તિ શાંન્તિ શાંન્તિ

કૃષ્ણાર્પણમસ્તુ.

# ભજન.

( પઢોરે પોપટ રાજા રામ નામ એ—રાગ. )

ગ્રંથ રચ્યોરે સોહામણો, અક્ષર અક્ષર જ્ઞાન;
વિવેક કરીને વિચારજો, થાશે આતમ ભાન. ગ્રંથ૦ (૧)

ચોસઠ ભજન પોણોસો કુંડલીયા, નૌતમ કળાછે નવ;
અગીયાર ગજલમાં સારછે, સમજી તરશો આ ભવ. ગ્રંથ૦ (૨)

બાર ગરબી પ્રેમે રચી, રચીયાં પ્રભાત પાંચ;
સતગુરૂ ચરણ સેવજો, આવશે નહિ આંચ. ગ્રંથ૦ (૩)

આખ્યાન રચ્યુંછે રળિયામણું, બિચારો મારા વીર;
સાંભળતાં સુખ ઉપજે, હૃદયે રાખજો ધીર, ગ્રંથ૦ (૪)

બ્રંહ્મ પુરાણ માંહે ધર્યું, ખેલી મસ્તી અપાર;
ચોપાઇ દોહરા વિચારજો, ઉતરો ભવ પાર. ગ્રંથ૦ (૫)

મોટાઇ માટેરે નથી રચ્યું, આતો અનુભવ હાટ;
સતગુરૂ સ્વામીએ ખોલીયાં, મારાં દલનાં કપાટ. ગ્રંથ૦ (૬)

અનુભવથી કામ આદર્યું, પદ દીપિકા નામ;
છગનદાસે રચાવીયું, મલશે પાંચોટ ગામ. ગ્રંથ૦ (૭)



## ૐ તત્ સત્ પરમાત્માને નમ :

### શાખી.

પ્રથમ વંદુ ગુરૂ દેવને, લળી લળી લાગુ પાય;
ત્રિવિધી તાપ ટાળીયા, સત ગુરૂએ કીધી સાય.

ભક્ત છગનદાસ કહે છે કે પ્રથમ વંદન ગુરૂનું કહ્યું તેનું શું કારણઃ કારણ એ છે કે, જેવી રીતે અંધારાનો વિરોધી દીપક છે. તેવીજ રીતે અજ્ઞાનનો વિરોધી જ્ઞાન છે. માટે જ્ઞાન કરતા ગુરૂ છે. માટે પહેલું વંદન કીધું છે. બીજું ત્રિવિધી તાપ કીધા તે શું. સંસારના જગડા રગડાઃ અધ્યાત્મઃ અધિભૂત. તથા અધિદૈવ એ ત્રિવિધીના તાપમાં આ જીવ—આત્મા ફસાયો હતો. માટે ગુરૂ મહારાજે દયા કરીને બોધ કર્યો. ત્યારે અમારૂ જરા અંતઃકરણ શુદ્ધ થયું. માટે કેવળગીર મહારાજને નમસ્કાર કરૂં છુંઃ માટે મારા વહાલા હરિજનો કોઇ બ્રહ્મનિષ્ટ ગુરૂ પાસે જઇને સતસંગ કરજો:

### શાખી.

છગન સંભાળી ચાલજે, ધરજે હૃદય ધ્યાન,
ગુરૂ મૂર્તિ નિરખતાં, થાશે આતમ ભાન.

ભાવાર્થ—સંભાળવું તે શું. વિષયોની વાસનામાં લુબ્દ ના થવું તેઃ બીજું ગુરૂ મહારાજની મૂર્તિનું હૃદયમાં ધ્યાન ધરવું. એટલે પોતાના સુદ્ધ સ્વરૂપમાં વૃત્તિ લીન થશે. અને આત્માનું દર્શન પણ થશેઃ બીજું પરિબ્રહ્મ પોતેજ વરતાશે:

માટે હે મન મુરખ. રાગદ્વેશ મુકી દઇને સંતપુરૂષોના સંગમાં વૃત્તિ જોડ. માટે મારા વાલા હરિજનો સંતપુરૂષનાં લક્ષણ જોઇને સતસંગ કરવો અને સંતપુરૂષોનાં લક્ષણ કેવાં હોય તે ઉપર શાખી કહું છું:

## શાખી.

વિષય વાસનાથી દુર રહી, કરે બ્રંહ્મથી પ્રીત;
કેવળગીર કહે સુણુ છગન, એહી સંતકી રીત.

**ભાવાર્થ**—મનના રચેલા દેશ તેનાથી વિરકત્ત રહેવું અને પરિબ્રહ્મનું ધ્યાન ધરવું.

હવે મારૂ જીવન ચરિત્ર વિસ્તારૂ છું.—મારી બાળવય હતી ત્યારે હું નિશાળે ભણુવા જતો હતો. બીજી ચોપડી ભણીને ઉઠી ગયો. કારણુ કે હું કંઇ ગૃહસ્થ નહોતો માટે મારા પિતાશ્રી તથા મારી માતાજીએ કહ્યું કે બેટા કંઇ ધંધો રોજગાર કરવા સારૂ પરદેશ જાઓ પિતાશ્રીનું વચન માથે ચઢાવીને અમો અમદાવાદ આવ્યા. અમદાવાદમાં આવ્યા ત્યારે અમારી ઉમર આશરે બાર વર્ષની હતી. માટે પુરતું ભણેલો ન હોવાથી કંઇ ગુમાસ્તી મળી નહિ. એટલે મીલોમાં શાળખાતાનું કામ શીખવું પડયું. એમ કરતાં કરતાં અમારી ઉમર આશરે અઢાર વર્ષની થઈ. એક વખતના સમાયોગમાં રાત્રીના વખતે મારા ઘરમાં હું બેઠો હતો. ત્યારે પાડોશીના ઘેર પ્રભુનું ભજન થતું હતું. ત્યારે ભજનમાં એક ભગતે વાકય કર્યું કે, મનુષ્ય દેહ ધરીને હરિભજન કર્યું નથી. તેને જનુની ભારે મારી છેઃ આવો શબ્દ મારા સાંભળવામાં આવ્યો. અને મારા મનમાં ચિંતા થવા લાગી કે હવે મને કોઈ સદગુરૂ મળે તો હું તેમની પાસેથી ઉપદેશ લઇને હરીભજન કરૂં. એવામાં કાશીના વાશી સ્વામી કેવળગીર મહારાજનો ભેટો થયો. અને મારા માથે ગુરૂ થાપ્યા ત્યારે મારા પુર્વના પુન સંજોગે મારા ગુરૂ અમદાવાદમાં આશરવા ગામની પાસે નીલકંઠ મહાદેવમાં રહ્યા. અને હું અલ્પ બુદ્ધિનો હતો તે ગુરૂ પાસે જવાથી કંઇક મને બોધ થવા લાગ્યો. ત્યારે મારી ઉંમર ઓગણીશ વર્ષની હતી. બીજું ગુરૂજી વેદાન્તનો ગ્રંથ પંચીકરણ ભણાવતા હતા.

પણ મારી મુર્ખ બુદ્ધિથી લક્ષમાં ધરતો ન હતો. ત્યારે ગુરૂ મહારાજ મને કહેતા હતા કે હે છગન તું કંઇ બરોબર ધ્યાન રાખીને લક્ષમાં લેતો નથી. માટે પાછળથી પસ્તાઇશઃ ત્યારે મહારાજે વિચાર્યું કે આ કંઈ ભણવાનો નથી. એવું જાણી નિજ્ઞાનનો બોધ કર્યો, ત્યારે હૃદયમાં પ્રેમ ઉપજ્યો, અને દીન પ્રતિદીન પ્રેમ વધતો ગયો. ત્યાર પછી અંતઃકરણમાં સારી રીતે વિશ્વાસ થયો. અને પોતાના સ્વરૂપનું ભાન થવા લાગ્યું. અને મારી બુદ્ધિ કંઈક ફેરફાર થઇ. અને ગુરૂ સંગાથે લગની લાગી, ત્યાર પછી ઘરધંધાનું કામ સારી રીતે થવા લાગ્યું નહિ. આ વાતની ગુરૂને ખબર પડી. એટલે ગુરૂ મહારાજે મને બોલાવીને કહ્યું કે હે છગન તું કામ કાજ કેમ કરતો નથી. ત્યારે મેં કહ્યું કે, હે મહારાજ મને કામ ધંધામાં ભાન રહેતું નથી. ત્યારે ગુરૂ મહારાજે દયા કરીને શેજ સમાધી કરવાની યુક્તિ બતાવી. અને રેચક, પુરક, કુંભક, તથા ઉન મુનીમુદ્રાનું ટાટક કરવાનું બતાવ્યું એનાથી પણ ભાન સારૂ થયું. અને મારી બુદ્ધિ પ્રમાણે સમજણ પડવા માંડી. અને વેદાન્ત પણ થોડુંએક સમજવામાં આવ્યું. પણ મનની અંદર સંશય રહેતો હતો. કારણ કે નાની વયમાં મન સ્થિર રહેતું ન હતું. અને એક નિશ્ચય સમજાતો ન હતો. ત્યારે ગુરૂ પાસે જઇને મે પુછ્યું કે હે બાપુ, હજુ પણ મને સંદેહ રહિત બોધ થતો નથી તેનું શું કારણ ત્યારે ગુરૂજીએ કહ્યું કે, એક ઘેર આવ્યા સિવાય પુરતો બોધ થશે નહિ. માટે એક ઘેર આવો. ત્યારે મેં પુછ્યું કે બાપુ. એક ઘેર તે કેવું તે કહો. ત્યારે ગુરૂજીએ કહ્યું કે, તું ચિત રાખી સાંભળ. સંસારના વિષયોમાંથી મનને વિરક્ત કર. એટલે તારૂ હૃદય ચોકખું થશે. ત્યારે ગુરૂના વચન ઉપર વિશ્વાસ રાખીને, મનને ધીરજ આપી. અને હરિભજન ગાવાનુ શરૂ કર્યું. અને હરિ-

જન તથા માહાત્માઓની સંગાથે. સતસંગનો લાભ મળવા માંડયો. અને સતમાર્ગની ખબર પડી. માટે જે કંઈ કામ કરવું હશે તે કરવાથી થશે, વાતોથી કંઇ થશે નહિ તે ઉપર એક શાખી કહી છે.

શાખી.

વાતે વડાં ના નિપજે, કરે સોહી નીર ખાય;
પુરૂષાર્થ કરો કોઇ યોગનું, તો બ્રહ્મરૂપ હો જાય.

આ જીવન ચરિત્રમાં કંઇ ભુલચુક હોય. તો સુધારીને વાંચી સમજજો કારણ કે પુરતું ભણેલો નથીઃ ફક્ત બે ચોપડીનો અભ્યાસ કરેલો છે.

શાખી.

વેદાન્ત તો પુરૂ ભણ્યો નથી, નહિ પીંગળનું ભાન;
શબ્દ ગુરૂનો સુણીઓ, પ્રગટયું આતમ જ્ઞાન;

સમાપ્ત.

# નિવેદન.

---

મહાત્માઓ ઘણાએક ગ્રંથોની અંદર નિવેદનનો વિસ્તાર જણાવે છે. માટે બુદ્ધિ પ્રમાણે હું પણ જણાવું છું. મહાત્મા કેવળગીર મહારાજની જન્મ ભોમીકા. ગુજરાત. તાલુકે મહેસાણા. રાજ્ય વડોદરા. ગામ બલોલ. બીજુ અમારા ગુરૂજીએ ત્રણ ભાઇઓ હતા. એ ત્રણે ભાઇઓ એ સંન્યાસ ધારણ કર્યો એમાં મોટા ભાઇનું નામ સ્વામી મોહનગીર હતું. બીજા ભાઇનું નામ સ્વામી કૃષ્ણગીર હતું, એમાં સ્વામી કેવળગીર તથા કૃષ્ણગીર કાશીએ વિદ્યા ભણવા સારૂ ગયા. અને સ્વામી. મોહનગીર બલોલ ગામમાં રહ્યા, અને ગામમાં રહીને

પુષાર્થ બહુ સારૂ કર્યું. અને ગામના સેવકોને હરિભજનમાં જોડયા. અને કિર્તી પણ બહુ સારી વધારી. તે ઉપર એક દોહરો કહું છું.

### દોહરો.

ઉન મુની મુદ્રા ધરી, દશ ઈંદ્રિયો લીધી જીત;
શાન્ત સ્વભાવ ગુરૂતણો, કરી બ્રંહ્મસે પ્રીતઃ

અને કૃષ્ણગીર મહારાજ કાશીમાંથી જમાતમાં ચાલ્યા ગયા. તેમનો પત્તો પણ નથી. અને સ્વામી કેવળગીર મહારાજ તેમના ગુરૂ સ્વામી જવંતગીરજી પાસે રહ્યા. અને તેમને અખાડાના મુનિમ થાપ્યા. અને તેમના ગુરૂ જસંતગીરજી અમદાવાદ. આસરવા ગામની પાસે નીલકંઠના અખાડામાં મહંત હતા. ત્યારે કાશીએથી કેવળગીર મહારાજ આવી ગુરૂની પાસે રહ્યા. માટે મારૂ પૂર્વનું કંઇક પુન્ય ઉદય થવાથી કેવળગીર ભેટયા. અને સતસંગનો લાભ લીધો. માટે સતસંગ ઉપર એક દોહરો કહું છું:

### દોહરો.

સતસંગ તો શુરા તણો, નહિ કાયરનું કામ;
સદગુરૂજીને સેવજો, હૈડે રાખજો હામ:

અને સ્વામી કેવળગીરના પહેલાં સ્વામી મોહનગીર બલોલના વાસી. સવંત ૧૯૬૯ ના ફાગણ વદી દશમ ને મંગળવારે કૈલાસ પધારી ગયા. અને બલોલની ગાદી ઉપર મોહનગીરના શિષ્ય સ્વામી મંગળગીરને બેસાડયા. તેમની સંગાથે અમારો પણ પ્રીત બંધાઈ હતી, પણ કંઇક પુર્વના સંસ્કારે અમારા ગુરૂના પહેલાં સવંત ૧૯૭૮ ના શાવણ વદી ૧૪ ને મંગવારે કૈલાસ પધારી ગયા. ત્યાર પછીથી કાશીથી બોલાવીને સ્વામી સરજયુગીરજી મહારાજને ગામ બલોલની ગાદી ઉપર બેસાડયા. સ્વામી સરજયુગીર બ્રહ્મવિદ્યા તથા યોગ સમાધીમાં બહુ પ્રવીણ છે. માટે કેવળગીર મહારાજે, સરજયુ-

ગીર સાથે મારો સ્નેહ કરાવ્યો ! પછીથી અમારૂ પુન્ય પુરૂ થવાથી સ્વામી કેવળગીર મહારાજ સવંત ૧૯૭૯ ના આસો વદી અગીઆ-રસને મંગળવારના દીવસે કૈલાસ પધારી ગયા, અને મને રડવડતો મુકયો. અને કહેતા ગયા કે સરજ્યુગીરજીના સંગાથે ગુરૂ ભાવ રાખજે ત્યારપછી ગુરૂનું વચન શીર લઇને હાલ હું ગુરૂ ભાવ રાખુ છું. તે ઉપર એક દોહરો કહું છું.

### દોહરો.

ગુરૂ વચન તો શીર ધર્યું, સાધવા સારૂ કાજ;
વેદાન્ત તો સમજાવીયું, સરજ્યુંગીર મહરાજ.

સ્વામી કેવળ ગીરજી મહારાજે અમોને બોધ સારી રીતે કર્યો હતો. પણ અમારી બાળ વય હોવાથી બરોબર લક્ષમાં લીધો નહિ. અને ગુરૂમહારાજે પહેલાં વાકય કર્યું હતું, કે હે છગન તને આગળ કોઈ સંત મળશે. અને તારૂ હ્રદય ઉઘડશે. માટે ગુરૂનું વચન ફળ્યું ને સરજ્યુગીર ભેટયા. અને ભાન થયું, અને પ્રેમની લહેરો ચઢી. અને વાણી પણ છુટી. માટે હું વાણી વિસ્તારૂ છું. માટે હે મારા વહાલા હરીજનો ભુલ ચુક હોય તો સુધારીને વાંચી સમજજો. અને દોહરો કહીને નિવેદનની સમાપ્તિ કરૂ છું.

### દોહરો.

વાણી અનુભવ તો કહું જાણે વીરલા ભેદ;
સમજુ તો સમજી જશે, નુગરા કરશે ખેદ.

### દોહરો.

નિવેદન નોત્તમ રચ્યું, ભુલચુક કરજો માફ;
છગન કહે કર જોડકે, અસુદ્ધ હોય કરો સાફ.

### સમાપ્ત.

# પ્રસ્તાવના.

ગ્રંથોની શરૂઆતમાં પહેલાં ચાર અનુબંધ જાણવાની ખાસ જરૂર છે. કારણ અનુબંધ સમજ્યા વગર બરોબર જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અને ઉલટી પરવૃતિ થાય છે. માટે તે ઉપર એક દોહરો કહું છું. તે બરોબર સમજજો.

## દોહરો.

અધિકારી વિષય સબંધ, પ્રીયોજન કહેવાય;
જે કોઇ સમજે શરૂઆતમાં, તો જ્ઞાન ગંગામાં નહાય.

ભાવાર્થ—અધિકારી કોને કહીએ. અને તેમાં કેટલાં વિષેશણ હોય ત્યારે અધિકારી કહેવાય. તેનું વિવેચન કહી સંભળાવું છું. તે લક્ષ રાખીને સાંભળો. વિવેક, વૈરાગ. ખટ સંપતિ. અને મોક્ષ ઈચ્છા આ ચાર સાધન સંયુક્ત હોય. ત્યારે જ્ઞાનનો અધિકારી કહેવાય માટે ચાર સાધનના જુદા જુદા ફોડ કરી બતાવું છું. (૧) વિવેક એટલે શું. આત્મા સત છે. અને જગત નાશવાન મિથ્યા છે એવું સમજવું તેનું નામ વિવેક. (૨) વૈરાગ એટલે શું તેનું વિવેચન કહી સંભળાવું છું, આ લોકના ભોગથી લઇને ઠેઠ બ્રહ્માના ભોગ સુધી કાગવિષ્ટા તુલ્ય માને છે. તેનુ નામજ વૈરાગ કહેવાય. (૩) ખટ સંપતિ. એટલે શું. તેના ૭ ભાગ છે. તે જુદા જુદા વિસ્તારી બતાવું છું. (૧) સંમ. એટલે શું. વિષયથી મનને રોકવું, તેનું નામ સમ. (૨) દમ. એટલે શું. દશ ઈંદ્રિઓ કાબુમાં રાખવી તેનું નામ દમ. (૩) શ્રદ્ધા. એટલે શું. ગુરૂના વચનમાં તથા વેદાન્ત વાકયમાં

વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા. (૪) સમાધાન એટલે શું. સાંભળેલું ગુરૂના મુખેથી જે જ્ઞાન હોય તેને શાંન્તિ રાખીને વારંવાર મનન કરવું. અને સત્ય વસ્તુ ગ્રહણ કરવી. તેનું નામ સમાધાન. (૫) ઉપરામ. એટલે શું. સર્વે પ્રપંચથી નીરવૃત રહેવું. તેનું નામ ઉપરામ (૬) તિતિક્ષા એટલે શું. શાંન્તિ રાખીને. ભુખ તરશ સંસારના રાગદ્વેષ સહન કરવા. તેનું નામ તિતિક્ષા કહેવાય. હવે ચોથા સાધનનો વિસ્તાર કહું છું. (૪) મોક્ષ ઇચ્છા એટલે શું. સંસાર સમ્બંધથી મુક્ત થવું તેનું નામ મોક્ષ ઇચ્છા. કહેવાય, આ પહેલો અનુબંધ અધિકારી પુરો થયો.

(૨) વિષય એટલે શું. તેનું વિવેચન કહું છું. જીવ તથા બ્રંહ્મની એકતા કરવી. તેનું નામ વિષય કહેવાય. આ બીજો અનુંબંધ પુરો થયો.

(૩) સબંધ. એટલે શું તેનું વિવેચન કહું છું. વેદાન્તનાં વાક્ય તથા ગુરૂનાં વચનનો મીલાપ કરવો. તેનું નામ સબંધ. આ ત્રીજો અનુબંધ પુરો થયો. (૪) પ્રિયોજન એટલે શું. તેનું વિવેચન કહું છું. આ સંસારના નાના પ્રકારનાં દુઃખ સુખથી છુટી જવું અને મોક્ષ ગતીને પ્રાપ્ત થવું તેનું નામ પ્રિયોજન. આ ચોથો અનુંબંધ પુરો થયો.

## દોહરો.

અનુબંધની ટીકા કરી, સમજાયો સુદ્ધ ફોડ,
લક્ષમેં લઇ જાણજો, તો પહોંચે મનના કોડઃ

## સમાપ્ત.

## શબ્દ સમજવા સારૂ આ કોષ્ટક.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓમકારમાત્રા | અકાર | ઉકાર | મકાર | અર્ધમાત્રા | બ્રહ્મમંય |
| પંચભુત | આકાશ | વાયુ | તેજ | જળ | પૃથવી |
| ચાર | અનુબંધ | અધિકારી | વિષય | સબંધ | પ્રિયોજન |
| ચાર | દેહ | સ્થુળ | સુક્ષ્મ | કારણ | મહાકારણ |
| ચાર | અવસ્થા | જાગ્રત | સ્વપ્ન | સુષુપતિ | તૂરિયા |
| પાંચ અંતઃકરણ | સફુરણ | મન | બુદ્ધિ | ચિત | અહંકાર |
| પાંચ દેવતા | વિશ્ણું | ચંદ્રમા | બ્રહ્મા | નારાયણ | રૂદ્ર |
| પાંચ પ્રાણ | વ્યાન | સમાન | પ્રાણ | ઉદાન | અપાન |
| પાંચ ઉપપ્રાણ | નાગ | કુર્મ | કૂલ | દેવદત્ત | ધન્નજય |
| પાંચજ્ઞાન ઇંદ્રી | શ્રોત્ર | ત્વચા | ચક્ષુ | ઘ્રાણ | રસના |
| પાંચકર્મ ઇંદ્રી | વાક | પાણી | પાદ | ગુદા | ઉપસ્થ |
| પંચ વિષય | શબ્દ | સ્પર્શ | રૂપ | રસ | ગંધ |
| પંચ કોશ | અનમય | પ્રાણમય | મનોમય | વિજ્ઞાનમય | આનંદમમય |
| ચાર | આશ્રમ | બ્રચચાર્ય | ગૃસ્સ્થા | વાનપ્રષ્ઠ | સંન્યાસ |
| ચાર | વેદ | શામવેદ | રુગવેદ | અજુરવેદ | અથર્વવેદ |
| ચારવેદનાં મહાવાક્ય | તત્વમસિ | અંહમબ્રહ્માસ્મિ | પ્રાજ્ઞાનંદબ્રહ્મ | અયાત્માબ્રંહ્મ | |
| ચાર | ખાંણી | ઇંડજ | ઉદભીજ | સ્વેદ | જરાયુજ |

આ કોષ્ટક સમજુતી માટે મુકયું છે.

## ગુપ્ત ભજનનું વિવેચન.

આ ગ્રંથમાં ઝીણી વાતો મુકવામાં આવી છે. માટે વૃત્ત એકાગ્રહ કરીને સમજજો. કારણ કે ભજન માર્ગની ઝીણી વાતો સહેલ વૃત્તિથી સમજાતી નથી. માટે સ્થીર વૃત્તિ રાખીને લક્ષમાં લેજો. બીજું ભજન માર્ગમાં સરોદા જ્ઞાનની ખાસ જરૂર છે. માટે મારી બુદ્ધિ પ્રમાણે થોડું વિવેચન કરૂં છું. યોગ કરવા પહેલાં બે દીવસ અગાઉ એક રેચ લેવો. અને સુક્ષ્મ આહાર ચાલુ કરવો. પેટ ભરીને ખાવું નહિ. અને મનને સ્થિર રાખીને ચંદ્ર અથવા દીવાની સામે ત્રાટક જોડવું. જ્યારે બાહેર વૃત્તિ સ્થિર થાય ત્યારે અંદર વાળવી. અને પદમાસન તથા અર્ધ પદમાસન તથા સીદ્ધાસન વ્રજરાસન. એમાંથી ગમે એક આસન વાળવું અને મુળથી અપાનને ખીંચવો બ્રહ્માંડમાં લઇ જવો. જ્યારે સુસુમણા નાડી ચાલે ત્યારે ભજન કરવું. કારણકે એ નાડી ભજનની છે. અને ઇંગલા પીંગલાને સુસુમણા એ ત્રણ નાડીઓ મુખ્ય શ્રેષ્ટ છે. અને ત્રણે નાડીઓની જડ નાભિમાં છે. નાભિ એટલે ડુટી. જ્યારે ડાબા નસકોરામાંથી પવન આવે. ત્યારે ઇંગલા અથવા ગંગા કહેવાય છે. અને તેનું ઘર ચંદ્રમાં છે. અને ચંદ્રનો ગુણ લઇને શીતલતા જણાવે છે. અને જમણા નસકોરામાંથી પવન આવે. ત્યારે પીંગલા અથવા જુમના કહેવાય. અને તેનું ઘર સુર્યમાં છે. અને સુર્યનો ગુણ લઇને ઉપાધી બતાવે છે. અને જ્યારે બે નસકોરામાંથી સરખો પવન આવે ત્યારે સુસુમણા નાડી કહેવાય. અને સુસુમણા નાડી ચાલે છે ત્યારે સંત માહાત્માઓ ભજન કરે છે. અને ગુણ આનંદકારી છે. ભજન માર્ગમાં એ નાડી શ્રેષ્ટ છે. અને ઘર કામમાં નિષ્ફળ છે. અને ઘણા એક

લોકો કહે છે કે યોગ તો મહાત્માઓનો છે, તે વાત ખરી છે પણ આપણે કરવો હોય તો માહાત્માઓની સેવા કરો એટલે ગુરૂ મહારાજ કુંચી બતાવશે. માટે ઘણા એક સંત મહાત્માઓએ લેખ વિસ્તાર્યો છે. પણ સાચા યોગ સમાધીની વાત તો ગુરૂના હૃદયમાં છાની રહી છે. માટે ગુરૂઓની સેવા કરો. એટલે તેની માહીતી ગુરૂ મહારાજ બતાવશે. અને ગુરૂ વિના આ માર્ગે ચાલશે તે તો યોગના બદલામાં ઉલટો રોગ પેદા કરશે. તે ઉપર એક દોહરો કહું છું.

### દોહરો.

ગુરૂએ બેસાડયો પાસમાં, બતાવી યોગની કુંચી;
શરીરનું ભાન ભુલી ગયો, સુરતા ચાલી ઉંચી.

બીજું લખવાનું આ પદ દીપીકા ગ્રંથમાં છગન બાળવય ગુરૂ ગોષ્ટિ. ભજન ગજલ તથા કુંડલીયા. તથા નવકળા વેદાન્ત માર્ગનું ભાન કરાવે છે. અને પ્રભાતીયાં પણ અનુભવી છે. તથા સંત પુરૂષો જ્ઞાનમાં મસ્તી ખેલે છે. તેના દોહરા ચોપઇઓ પણ વિસ્તારી છે. અને અભ્યાસ માર્ગનું દષ્ટાંત વિસ્તાર્યું છે. બીજું ભક્ત છગનદાસે આ ગ્રંથની રચના કરી. ત્યારે તેમની ઉમર વરસ અઠયાવીસની હતી.

### દોહરો.

બ્રહ્મ પુરાણ માંહે ધર્યું, કરી લ્યો તેમાં તપાસ,
સાંભળતાં સુખ ઉપજે, થાશે અવિદ્યા નાશ.

### સમાપ્ત.

ૐ

# છગન બાળવય ગુરૂગોષ્ટિ.

## દોહરો.

ગુરૂ તમોને પાયે નમું, માગુ વચન વિલાસ;
બોધ કરો પ્રેમથી, ટળે ત્રિવિધી ત્રાસ.

મહારાજ કેવળગીરને પાયે નમી ભગત છગનદાસ કહે છે, કે હે ગુરૂ મને બોધ કરો કે જેથી મને બ્રંભજ્ઞાન થાય અને હું મનુષ્ય જન્મ સફલ કરી મોક્ષને પ્રાપ્ત થાઉં. માટે મને યથારથ બોધ કરો.

ગુરૂ—હે ભાઇ તારૂં કલ્યાણ ફક્ત સમજણમાંજ રહ્યું છે અને સમજવાથી મોક્ષ થાય છે અને પરમપદની પ્રાપ્તિ થાય છે

શિષ્ય—બાપુ મોક્ષ કોને કહેતા હશે અને મોક્ષ પામવાનું શું પ્રયોજન હશે તે મને ખુલાસાથી સમજાવો.

ગુરૂ—આ સંસાર સંબંધથી મુક્ત થવું તેને મોક્ષ કહે છે. અને અંતઃકરણ નિર્મળ કરવાથી લક્ષ ચોરાશી યોનીયોમાંથી છુટાય છે.

શિષ્ય—હે ગુરૂજી લક્ષ ચોરાશી યોનિયો કોને કહેતા હશે.

ગુરૂ—હે ભાઇ ઇંડજ, ઉદભીજ, જરાયુ, અને સ્વેદ આ ચાર ખાણીમાં અવતાર એકવીશ લાખ વખત દરેકમાં લઇ મરે અને જન્મે છે તેને લક્ષ ચોરાશી કહે છે.

શિષ્ય—ત્યારે આ અંતઃકરણ કોને કહેતા હશે અને તેને નિર્મળ કરવા સારૂ શું કરીયે તો સુદ્ધ થાય.

ગુરૂ—હે ભાઇ આ અંતઃકરણ નવલીંગી વાસનાથી બંધાએલું છે. તે પ્રભુનું ભજન કરવાથી અને સતનિતી પાળવાથી સુદ્ધ થાય છે માટે મનના વિષયો ત્યાગી અને ભજન કર.

શિષ્ય—હે મહારાજ મન કોને કહેતા હશે અને તે શું કામ કરે છે અને કોના આધારે તે જીવતું હશે.

ગુરૂ—આ મન સંકલ્પ વિકલ્પ કરે છે અને પવનના આધારે જીવે છે અને હૃદય કમળમાં રહે છે.

શિષ્ય—પવન કોને કહેતા હશે અને કયા ઠેકાણે રહેતો હશે અને કોના આધારે તે જીવતો હશે.

ગુરૂ—પવન તો શ્વાસોશ્વાસને કહેવામાં આવે છે અને નાભીમાં રહે છે અને પ્રાણના આધારે જીવે છે.

શિષ્ય—પ્રાણ કોને કહેવો અને તે કયાં રહે છે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—હે ભાઈ આ પ્રાણ તો નરપતિ છે અને નિરંજનમાં રહે છે અને શબ્દના આધારે જીવે છે.

શિષ્ય—હે બાપુ આ શબ્દ કોને સમજવો અને તે કયાં રહે છે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—શુન્યમાંથી અવાજ આવે છે તેને શબ્દ કહે છે અને અનહદમાં રહે છે અને તે બ્રહ્મના આધારે જીવે છે.

શિષ્ય—બ્રહ્મ કોણ હશે અને તે કયાં રહે છે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—દયાને બ્રહ્મ કહેવાય અને બ્રહ્માંડમાં રહે છે અને હંસના આધારે જીવે છે.

શિષ્ય—હંસ કોણ હશે અને કયાં રહે છે. અને કોના આધારે જીવે છે.

ગુરૂ—હંસને અવીનાસી સમજવા અને તે ગગનમાં રહે છે ને કાળના આધારે જીવે છે.

શિષ્ય—કાળ કોને કહેતા હશે અને તે કયાં રહેતા હશે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—કાળ તો નિરાકાર છે પણ કમળમાં રહે છે અને શુંન્યના આધારે જીવે છે.

શિષ્ય—શુંન કોને કહેતા હશે અને તે કયાં રહે છે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—ભાઇ શુંન તો પવનની ન્યાઇ છે અને અનુપમમાં રહી આપવડે જીવે છે.

શિષ્ય—હે બાપુ આ જીવ કોને સમજવો અને કયાં રહી કોના આધારે જીવે છે.

ગુરૂ—કર્મ કરે છે તે જીવ અને કાયામાં રહે છે અને શીવનો તેને આધાર છે.

શિષ્ય—શીવ કોને સમજવા અને કયાં રહે છે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—જે મુક્તિના દાતાર તે શીવ અને ચંદ્રમાં રહી નિરંજન વડે જીવે છે.

શિષ્ય—નિરંજન કોને કહેવા અને તે કયાં રહે છે અને કોના આધારે જીવે છે.

ગુરૂ—સર્વવ્યાપી નિરંજન અને સુખમણામાં રહે છે અને નિરાકાર છે.

શિષ્ય—હે મહારાજ હવે મને આપનાં યથારથ વચનો સાંભળી અતિ આનંદ થયો છે પણ હવે હું આપને પુછું છે કે આપે હૃદયમાં મનનો વાસો કહ્યો પણ હૃદય ન હોય તો મન કયાં રહે છે.

ગુરૂ—હે ભાઇ સાંભળ જો હૃદય ન હોય તો મન અનુપમમાં રહે છે.

શિષ્ય—હે ગુરૂજી નાભી ન હોય તો પવન ક્યાં રહેતો હશે.
ગુરૂ—નાભી ન હોય તો પવન નિરાકારમાં રહે છે.
શિષ્ય—નિરંજન ન હોય તો પ્રાણ ક્યાં રહેતો હશે
ગુરૂ—જો નિરંજન ન હોય તો પ્રાણ અભિગતમાં રહે છે
શિષ્ય—ગગન ન હોય તો હંસ ક્યાં રહે છે.
ગુરૂ—હંસ અવિનાશીમાં રહે છે.
શિષ્ય—અનુંપમ ન હોય તો શુન્ય ક્યાં રહે છે.
ગુરૂ—હે ભાઇ શુંન કાળમાં રહે છે.
શિષ્ય—કાયા ન હોય તો હે મહારાજ આ જીવ ક્યાં રહે છે.
ગુરૂ—હે ભાઇ જીવતો શીવમાં રહે છે.
શિષ્ય—હે મહારાજ ચંદ્ર ન હોય તો શીવ ક્યાં રહેતા હશે.
ગુરૂ—શીવ નિરંજનમાં રહે છે.
શિષ્ય—હે મહારાજ શુષુમણા ન હોય તો નિરંજન ક્યાં રહેતા હશે.
ગુરૂ—નિરંજન અલખ પુરૂષમાં રહે છે.
શિષ્ય—અનહદ ન હોય તો શબ્દ ક્યાં રહેતો હશે.
ગુરૂ—હે ભાઇ શબ્દ તો ઓંમકારમાં રહે છે અથવા સમાય છે.
શિષ્ય—ઓંમકાર તે ક્યાંથી ઉત્પન્ન થાય છે તે મને સમજાવો.
ગુરૂ—હે મુમુક્ષ તું ધ્યાન દઇને સાંભળ હું તને સર્વે હકીકત કહી સંભળાવું છું.
શિષ્ય—આપ બ્રહ્મનિષ્ટ મને ગુરૂ મલ્યા છો તો હું આપના વચન અંગીકાર કરૂં છું.
ગુરૂ—જો ભાઇ ધંધુકારમાંથી ઓમકાર પેદા થાય છે
શિષ્ય—હે દયાળુ આ લીલમાંથી શું પરખાય છે.
ગુરૂ—આ લીલથી નિરંજન પરખાય છે.

શિષ્ય—હે મહારાજ નિરંજનમાંથી શું પેદા થયું છે તે કહો.

ગુરૂ—નિરંજનમાંથી શીવ પેદા થયા છે.

શિષ્ય—શીવમાંથી શું પેદા થયું છે.

ગુરૂ—શીવમાંથી જીવ પેદા થયો છે.

શિષ્ય—જીવમાંથી શું પેદા થયું.

ગુરૂ— જીવમાંથી અનુંપમ.

શિષ્ય—અનુંપમમાંથી શું પેદા થાય છે.

ગુરૂ—અનુંપમમાંથી શુન્ય પેદા થાય છે.

શિષ્ય—શુંન્યમાંથી શું પેદા થાય છે.

ગુરૂ—શુન્યમાંથી કાળ પેદા થાય છે.

શિષ્ય—કાળમાંથી શું પેદા થાય છે.

ગુરૂ—કમળ.

શિષ્ય—કમળ ઉત્પન્ન કોણ હશે.

ગુરૂ—બ્રહ્મા સૃષ્ટિ ઉતપન્ન કરતા,

શિષ્ય—બ્રહ્મા ઉત્પન્ન કોણ હશે.

ગુરૂ—હંસ.

શિષ્ય—એ હંસે શું પેદા કર્યું.

ગુરૂ—આ અખીલ બ્રહ્માંડ,

શિષ્ય—બ્રહ્માંડમાંથી શું થયું છે.

ગુરૂ—અભિગત

શિષ્ય—અભિગતમાંથી શું ઉત્પન્ન થયું.

ગુરૂ—પ્રાણ પેદા થયો છે.

શિષ્ય—પ્રાણમાંથી શું થયું છે.

ગુરૂ—પ્રાણથી મન.

શિષ્ય—મનમાંથી શું થયું છે.

ગુરૂ—મનથી વાસના ચપલતા.

શિષ્ય—હે ગુરૂજી હવે મને બરાબર બોધ સમજણમાં આવ્યો છે માટે વારંવાર આપને નમસ્કાર કરૂં છું.

### દોહરા.

ગુરૂ દેવકા દેવ હૈ, આપે અમુલ્ય જ્ઞાન;
અજ્ઞાન તો દુર કરી કરે આતમ ભાન.

ગુરૂ—હે ભાઇ હવે તું ભજન કર એટલે તને ભાન થશે.

શિષ્ય—હે મહારાજ હું કોનું ભજન કરૂં તે મને બતાવો.

ગુરૂ—હે મુમુક્ષ તું શાન્તિથી બેસીને ઓહંગ. સોહંગનો જાપ ૨૧,૬૦૦ જો જપીશ તો તને આત્મ શાક્ષાતકાર થશે.

શિષ્ય—હે ગુરૂજી દયાળુ આપનું વચન માન્ય રાખી ભજન કરૂં છું.

### ભજનની ધુન.

ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ
ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ
ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ
ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ
ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ
ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ ઓહંગ સોહંગ

ગુરૂ—હે ભાઇ જો તું પાંચ તત્વનું આરાધન કરે તો તને સારી રીતે અનુભવ થશે.

શિષ્ય—હે ગુરૂદેવ એ પાંચતત્વનું આરાધન મારે કેવી રીતે કરવું તે સમજાવો.

ગુરૂ—તું સાંભળ હું પહેલાં આસન સમજાવું અને પછીથી તત્વનું આરાધન સમજાવું.

રાગ સારંગ ચોપાઇ.

ચોરાશી આસન કહેવાય, તેમાં મૂખ્ય બે ગણાય.
સિદ્ધાઆસન પદ્માસન જેહ, શ્રેષ્ટ સકળથી જાણો તેહ.
વામ ચરણની પાની જેહ, જમણા ઉપર ધરવી તેહ;
જમણા પગની પાની સાર, ધરવી વામ ઉર મોઝાર.
પૂંઠળ હાથ ફેરવી કરી બે અંગુઠા ગ્રહવા ફરી;
ચીબુક છાતી એ સ્પર્શ જે કરે દષ્ટીતે ભ્રકુટીમાં ધરે.
પદ્માસન છે તેનું નામ, તેથી નાસે રોગ તમામ;
ડાભા પગની એડી જેહ, યોની સ્થાન ધરવી તેહ.
મેઢ ઉપર જમણો પગ ધરે, દ્રષ્ટિને નાસોગ્રે ધરે;
સ્થંભાકાર શરીરથી હોય, હ્રદયમાં ધારે સોય.
સિદ્ધાસન તે કહેવાય મોક્ષ કપાટ ઉઘાડે રાય.

દોહરો

યુક્તી બતાવું જોગની સુણજે ધરી ચીત.
જીવ ઇશ્વર એકતા કરી પછી થાવું અદ્વૈત.

॥ ચોપાઇ રાગ ઉપરનો ॥

ગુદાસ્થાને પંકજ સાર, કહીએ પાંખડી ચાર;
મુળ કમળ છે એનું નામ, મૂળ નાડીનું છે તે ઠામ (૧)
મુળ કમળની ઉપર જેહ, સ્વાધિષ્ટાન કમળ છે એહ
શ્વાસ તણું છે મૂખ તે ઠામ, સ્વાધિષ્ટાન તે થકી નામ (૨)
તે પંકજની છે ખટચાર, નાડી ત્યાં બહોતેર હજાર.
વાયુ વાહની તે દશ માંય. પ્રાણ પ્રવેશ કરે છે ત્યાંય. (૩)

તંતુમણીમાં પ્રોવે જેમ, નાભી મધ્યે પ્રોવાય તેમ.
માટે નાભી કમળ છે જેહ, મણીપુર નામ ધર્યું છે જેહ (૪)
નાભીથી ઉંચો વહે પ્રાણ નીચો વહે અપાન પ્રમાણ.
એક એકને ખેંચે તેહ, ઉંચો વહે ને નીચો વહે. (૫)
શ્વાસો શ્વાસની મધ્યે જીવ ધક્કા ખાતો રહે સદૈવ.
શ્વાસ પ્રવેશે થાય સકાર નીસરતાં થાય હકાર (૬)
સોહં મંત્ર છે જેહ જાપ જપે નીસદીન તેહ.
ખટસેને એકવીશ હજાર, જાપ જપે એક નીરધાર. (૭)
ઇંગલા નાડી ડાબી વહે, દક્ષીણ ભાગે પીંગલા રહે.
મધ્યે વહે સુષુમણા નામ, ચંદ્ર સુરજ પાવક તે ઠામ (૮)
અજંપા ગાયત્રી છે સાર, યોગીને મૂક્તિ દાતાર.
પંચભૂતના પ્રાણીમાંય, પાંચ ઘટિકા વહે છે ત્યાંય. (૯)
પંચદેવનો તેમાં વાસ, સર્વ મળી થયો શ્વાસોશ્વાસ.
શ્વાસોશ્વાસની મધ્યે જીવ, ઉંચો નીચો જાય સદૈવ (૧૦)
જ્યારે શ્વાસ સ્થિર રહે, ત્યારે જીવની સ્થિરતા થાય,
જે ચીતની સ્થિરતા કરે, તો જીવ પલટ શીવમય હોય. (૧૧)

## સાખી.

નિરગુણ બ્રહ્મનું ધ્યાન ધરે, મોક્ષે તે જન જાય:
સગુણ બ્રહ્મની ધારણા ધરે, સર્વે સિદ્ધી વશ થાય.

હે ભાઇ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી મુમુક્ષુ મોક્ષમાં જાય છે પરંતુ સ્વર્ગ-વૈકુઠનાં અથાગ સુખની ઇચ્છા રાખે તો તે સગુણ બ્રહ્મને આરાધે તો તે રિદ્ધી અને સિદ્ધી પ્રાપ્ત કરી એ સુખ ભોગવે અને પાછો ફરીથી આસક્તપણાને લીધે જન્મ ધરે છે.

## છપ્પા.

પૃથ્વીતત્વ— હૃદય કમળની માંય ધારણા ધરણી કહીએ
ચાર કોણ આકાર રંગ પીળો લઈએ
બ્રહ્મા તેમાં દેવ બીજ લંકાર ઉચ્ચારે;
ઘટિકા પાંચ પર્યંત પ્રાણ કુંભક કરી ધારે.
એવી પૃથ્વી તત્વની, જીવ ધારણા કરે;
સ્થંભ કરી સિદ્ધી મળે, સકળ ધરા જયજય કરે. (૧)

જળતત્વ— અર્ધ ચંદ્ર આકાર ધારવું ધોળે રંગે;
કંઠ વિષે જળતત્વ દેવવિષ્ણુ તે સંગે.
અમૃત બીજ વકાર, વળી મનમાંય ઉચ્ચારે;
ઘટિકા પાંચ પર્યંત પ્રાણ રોકે તે ઠારે.
એમ ધારણા જળ તણી, જોગ જુગતીથી કરે;
મહાન વિષમાં વિષ જીરવે, ઝાઝા જળમાં ફરે. (૧)

અગ્નિતત્વ— અગ્નીતત્વ ત્રીકોણ, તાળુની મધ્યે ધારે;
રક્ત રંગ જે રેફ, દેવ ત્યાં રુદ્ર વિચારે.
ઘટિકા પાંચ પર્યંત, પ્રાણને રોકે તેમાં;
ચમત્કાર બહુ હોય અનુપમ સિદ્ધી એમાં.
તે અગ્નરૂપ આ વિશ્વમાં ફાવે ત્યાં સુધી ફરે;
આ વિશ્વાનરી ધારણા અતિ અદ્ભૂત કારજ કરે.

વાયુતત્વ— વાયુ તત્વની માંય, ધારણા ભ્રમાં ધારે;
લીલો જેનો રંગ, બીજ યંકાર ઉચ્ચારે;
ઇશ્વરદેવ ઉદાર, સ્થિર ચીતેજ નિહારે;
વિચરે વાયુ રૂપ, સ્વર્ગ મૃત્યુ પાતાળે.
વળી દુર દેશની સાંભળે દુર થકી દેખી શકે,

પ્રાણી માત્રના મન તણી તે વાત આપે કહી શકે.
આકાશતત્વ—સુદ્ધ નિર્મળ નીરસમ તુલ્ય, તત્વ આકાશ વીચારે;
બ્રહ્મરદ્રની મધ્ય, ધારણા તેની ધારે.
નાદ સદા શીવરૂપ છે, બજ હકાર રહીજે;
પંચ ઘટિ પર્યંત, ચીત તેમાં સ્થિર કીજે.
એ મોક્ષ કપાટ ભેદ ન કરી બ્રહ્મરૂપ દરસાવશે;
જો ધરિ એ ધારણા તો અપાર સુખ ઉપજાવશે.

સાખી.

જાપ તો અજંપા જપો, નેત્ર વિના નિરખો નુર;
અખંડ બ્રહ્મ ને ઓળખો એ સર્વેનું છે મૂળ.

સતગુરૂ દેવકી જય

હરિ ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

ૐ

# જ્ઞાન મસ્તીના છપ્પા.

ઘાટ અઘાટ પર કોઇજન જાવે, ખરી કમાણી તે નર લાવે.
વિષય તજીને અમૃત પાવે, છગન બેઠા હરિ ગુણ ગાવે. ॥૧॥
છગન શીદ કરો છો પંચાત, આતો નથી તારી જાત;
પડી છે અવિદ્યાની ભાત, સમજો નહિ તો થાશે ગાત્ય. ॥૨॥
ગાત્ય થાશે ને ગાંડા ગણાશો, જન્મ મરણના ફેરામાં જાશો;
છગન એવું શું કરીએ જ્ઞાન, નવ થાય બ્રંમનું ભાન. ॥૩॥
જ્ઞાન કરીને ગંભીર થાજ્યો, અવર મારગે તમે નવ જાજ્યો;
અણી અગ્રહ પર ચિતજ ધરજ્યો, છગન બેઠા સોહંગ સમરજ્યો. ॥૪॥
સોહંગ સમાવેશનું છે બીજ, ગુરૂ મુખી વિના વાત નવ કીજ;
જીવતાં મરે તો અમરાપુર જીત, છગન રાખો ગુરૂથી પ્રીત. ॥૫॥

ગુરૂ જ્ઞાનકા છે ગોટા, ભેદ છુપાયો માંહીતો મોટા;
સમજો નહિ તો ખાશો, જમ સોટા છગન માયા વાદળકા ગોટા. ॥૬॥
ગુરૂ કીરપાથી થાશે મહેર, ત્યારે થશે લીલા લહેર;
સુરતા આવે ત્યારે ઘેર, છગન બોલ્યા રૂડી પેર. ॥૭॥
સુરતા વૃત્તિ એકજ જાણુ. વગર સમજે કરે છે તાણાતાણુ;
જ્ઞાની નરને પડશે જાણુ, છગન તુ તો સુખજ માણુ. ॥૮॥
જ્ઞાન મારગમાં જે જન ખેલે. અવિદ્યા પડદો દુરજ મેલે;
આતમ દરશી તે પદ લેવે, છગન બોલ્યા કેવળ ગીરકે ચેલે. ॥૯॥
એક દેખ્યો પચરંગી મહેલ, તેમાં નૌતમ રચ્યો છે ખેલ;
વિષ્ય તજીને જાણો પેર, છગન આવે તું ઝટ ઘેર. ॥૧૦॥
એક દેખી અનુપમ નારી, સુખથી બહુ લાગે છે પ્યારી;
છગન કહે તે કરે છે યારી. વારે સુરતા જાઉ બલીહારી. ॥૧૧॥
જ્ઞાનની ગોળી વાગે અંગ, ફેર નહિ આવે તે તો ભંગ.
અનુભવનો ચઢયો છે રંગ, છગન છોડય અવિદ્યાનો સંગ. ॥૧૨॥
છગન ખેલે સોહંગ કી સાથ, ભીડાવી છે જબરી બાથ.
ખોળતાં આવે તે તો હાથ, ભલો કેવળગીરકો સાથ. ॥૧૩॥
દીવો કરીને દેવ તું ખોળે, મિથ્યા દરીયો શીદને ડોળે;
દેવ વસ્યો છે તારી પાસ, છગન કરીલે તું તપાશ. ॥૧૪॥
સવંત ૧૯૮૪ ની સાલ, આસો વદ ૧૦ ને બુધવાર;
છગન બોલ્યા વાકય અપાર, હવે બસ રાખો થયું સવાર ॥૧૫॥

## સમાપ્ત.

## શાખી.

ગુરૂપદ છે રળીયામણો, અક્ષર અક્ષર જ્ઞાન;
વિવેક કરીને વિચારજો. થાશે આતમ જ્ઞાન. ॥૧॥

કાશીના વાશી મળ્યા, કેવળગીર મહારાજ;
યુક્તિ બતાવી જ્ઞાનની, છગન સાધો કાજ. ॥૨॥

ભાગ્ય ભલો ઉદય થયો, મળીયા સત ગરૂદેવ
સંસાર સાગરમાં રહી, કરો ગુરૂની શેવ. ॥૩॥

તત્વ સાર તપાશજો, કરજો સંતનો સંગ,
પ્રેમ પીયાલા જો પીયો, થાશે અવિદ્યા ભંગ. ॥૪॥

છગન સભા છે સંતની, વરસે પ્રેમ અપાર
દેદાર દરશે દીલમાં, સુરતા થાશે એકતાર. ॥૫॥

છગન સંસારમાં આવીઆ, લેજો લાખેણો લાવ;
મણી મનુષ્ય આ દેહ છે, જો જો ભુલતા દાવ. ॥૬॥

ફરી ફરી મનખો નહિ મળે, સાંભળ છગન વાત.
માયા મેદનીમાં જો ભુલ્યા, તો અંતે ખાશો લાત. ॥૭॥

ચતુર ચીતમાં ચેતજો ગુરૂવો તણી એક સાન;
હીરલો આવે હાથમાં, મુકી દ્યો માન અપમાન. ॥૮॥

છગન શોભા ગુરૂ તણી, મુખથી કહી નવ જાય;
સમશ્યા સમજે સંતની, વો પુરૂષ મુક્તિ પ્રાય. ॥૯॥

જ્ઞાને જ્ઞાને ફેર છે, આતમ જ્ઞાન છે મોટું;
વૃથા બકવા છોડ દ્યો, છગન ને લાગે છે ખોટું. ॥૧૦॥

છગન શાખી એટલી, ગુરૂ બતાવે ફોડ.
દવાદશ પુરી થઈ, મનમાં પોકયા કોડ. ॥૧૧॥

સવંત ૧૯૮૭ એ છગન લખાવે ગ્રંથ;
મુમુક્ષ મનમાં વિચારજો ઝાલો સનાતન પંથ. ॥૧૨॥

ૐ

ઓમ પરમાત્માને નમઃ

# છગન કાવ્ય પદ દીપિકા. ભજન સંગ્રહ.

## ભજન. ૧

(રાગ. ચલતી કબીરના પદનો.)

પ્રથમ નમુરે ગુરૂ ગણુપતિ દેવાજી. માગુ પ્રેમ પરશાદા.
વેદાન્ત વાકયના સ્વામી, કરો ઉપદેશા વરસે જ્ઞાન વરસાદા. ।।ટેક ।।
મુળ કમળમાં ગણુપતિ વશીયાજી. કોઈ સંત પુરૂષ ત્યાં ધશીયા.
દર્શન દેખ્યા મહા સુખ પાયા. સ્વરૂપ જોઇને હશીયા. ।।૧।। પ્રથમ
સુખસજયા પર ગુણુપતિ સોયાજી, કોઇ અનુભવી તે પરમોયા.
વિષય વાસના દુર કરીને, બંકે ચિત પરોયા. ।। ૨ ।। પ્રથમ.
બંકનાળની વાટે ચાલ્યાજી. ત્યાં ગગન મંડળ ઘર જોયા.
જબક જબક માંહી હુવા જબકારા, જોત સ્વરૂપે જોયા. ।।૩।। પ્રથમ.
સતગુરૂ મળીયાને સાંન બતાઇજી, મને અખંડ આનંદમાં રોળ્યા.
દોઇકરજોડી દાસ છગન બોલ્યા, મારા અવિદ્યા પડદા તોડયા. ।।૪।। પ્રથમ

**ભાવાર્થ**—આ ભજન ગુણુપતિનું છે. તે યોગ મારગમાં ઘટે છે, ૧. મુળ કમળ એટલે ગુદા. ત્યાં અપાન વાયું રહે છે. અને મળનો ત્યાગ કરે છે. અને સંત પુરૂષો બંકનાળમાં થઇને બ્રહ્માંડમાં જાય છે. ૨. બંકનાળ એટલે. આપણા કરોડાનું જે હાડ તેની ટોચ ઠેઠ ભ્રકુટીમાં છે. ૩. ગગન મંડળ એટલે દશમો દવાર. તથા મોરથી સ્થાન ૪. સુખ સજ્યા એટલે શુંન્ય. સંત પુરૂષો શુંનમાં જઇને આનંદનો રસ લે છે. આ ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

### ભજન ૨.

( રાગ ઉપર પ્રમાણે. )

સતગુરૂ જ્ઞાની મળ્યા સતદેવાજી, અને સતીએ સત લખાયારે.
પરવૃતિનો પડદો રે તોડયો, આતમ તો દરશાયા રે, ॥ ટેક ॥
અનુભવ વાણી પરાપારથી આવેજી, અને હૃદયનુર દરશાવે રે.
ગુરૂગમ કરીને ગોતી લેજો, તે તો દેશબહુ સારા રે ॥૧॥ સતગુરૂ૦
અદ્વૈત રૂપ એક બ્રહ્મનું જાણોજી. અને અખંડ આનંદ રસ માણોરે,
પ્રેમની લહેરો પ્રેમથી આવે, લહેર સામી લહેર તાણોરે. ॥૨॥ સતગુરૂ૦
ભજન ભડાકા જેને કીધોજી. અને તેનાં કરમ ભરમ સબ ભાગ્યારે,
અજ્ઞાનથી ઉઠાડયો આળસું, રાત દીવસ એ જાગ્યારે. ॥૩॥ સતગુરૂ૦
સદગુરૂ મળીયાને સાંનકા આવીજી. મારી મન વૃત્તિ સ્થિર રાખીરે.
દોઇ કરજોડી દાસછગન ગાવે, ભાઇ પ્રેમ પ્રીયાલી ચાખીરે ॥૪॥ સતગુરૂ

**ભાવાર્થ**—આ ભજન ઉપરાંમ વૃત્તિનું છે, પરવૃતિનો પડદો એટલે અજ્ઞાન ગયું અને જ્ઞાન થયું. ૧. અનુભવની વાણી પરાપારથી છુટે છે. અને આનંદ અતિ ધણો હૃદયમાં આવે છે. ૨. અદ્વૈત એટલે એક. દોઇતા વૃતિ એટલે બે પણું. ૩. લહેર સામી લહેર તાણવી તે પોતાના સ્વરૂપમાં મનને જોડવું. ૪. આ ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

### ભજન ૩.

( રાગ ઉપર પ્રમાણે. )

દલ દરિયા તમે કરો મરજીવા. વચન ગુરૂનાં સંભાળો રે. ॥ ટેક ॥
ધીરજ ધારણા ઉરમાં ધરીએ. અવળા મારગે નવ ફરીએરે.
વિષય સુખથી અળગારે રહીએ, પાપથી આપણ ડરીએ રે. ॥૧॥ દલ.
અમુલખ હીરો તારા હાથમાં આવ્યો, કીંમતી કીમત કરજયોરે.

અજ્ઞાની નરને ગમ નહિ પડે ત્યારે, કોઇ પ્રેમ નિષ્ટને જઇ મળજો રે.
ખેપ કરીને ખોળી રે કાઢો, ખરી કીંમત હાથ આવે રે,
અખુટ તો ભંડાર ભરાશે. દુઃખ દરીદર જાવે રે. ॥ ૩ ॥ દલ૦
સદગુરૂ ચરણુ જે કોઇ સેવે, આવે જ્ઞાનકી પાળે રે.
દોઇકર જોડી દાસછગન ગાવે, આનંદ આંગલા વાળેરે. ॥ ૪ ॥ દલ૦

**ભાવાર્થ**—આ ભજનમાં શું કીધું. દલ દરીયા એટલે સાગર જેવું મન મોટુ રાખવું. ૧. અને જીવન મુક્ત થવા સારૂ ઉપાય શોધો. ૨. અમુલખ હીરો એટલે આ દેહને જાણવોં. કારણ કે હરિભજન નહિ કરો તો વૃથા આયુષ ગુમાવશો. ૩. માટે સંસારના ભોગોમાંથી મનને વીરકત રાખીને. મારા વાલા હરિજનો આ દેહની કિંમત કરજો, આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૪.

(રાગ. ઉપર પ્રમાણે)

દલ દરીયામે ડુબકી મારો, ખરી વસ્તુને કોઈ ખોળો રે. ॥ ટેક ॥
મુળથી ખીચો નાભિમાં લાવો, મોર્ઘીની સ્થાને ગુંમાવો રે.
શાન્તી પદ પકડલેજો ભાઇ, ખરો લેશો તમે લાવો રે. ॥ ૧ ॥
દલ દરિયામે ડુબકી.

હીરા માણેકના ભંડાર ભરેલા, લાલ અતિ પરવાળો રે.
સોનું કથીર તારા કામ ન આવે, ખોળી લ્યો દેહ રખવાળોરે. ॥૨॥
દલ દરીયામે ડુબકી.

પ્રીત બંધાણી સુરતા જાગી, લવની અગમ ગઢ લાગી રે.
રોમ રોંમમાં હુવા રણુકારા, ભેં ભ્રર્મનાઓ ભાગીરે. ॥ ૩ ॥
દલ દરિયામે ડુબકી.

સદગુરૂ જ્ઞાની કેવળગીર મળીયા, આવા ગમન સબ ટળીયા રે.
દોઇ કરજોડી દાસ છગન ગાવે. સંસાર સાગરમાં તરીયા રે ॥ ૪ ॥
દલદરીયામે ડુબકી.

**ભાવાર્થ**—આ ભજન યોગ મારગનું ભાન કરાવે છે, દલ દરિયામે ડુબવું એટલે શું. બાહેરની વૃતિ અંદર સ્થિર રાખવી ૧-મુળથી ખેંચીને નાભિમાં લાવીને બ્રહ્માંડે ચડાવવો તો પોતાના સ્વરૂપનું ભાન થશે. અને શાંન્તી પદ ઓળખાશે, ૨. દેવપુરીના સુખ કરતાં અતિ ઘણું સુખ પ્રાપ્ત થશે, ૩. અને પ્રેમની લેહરો દીન પ્રતી દીન વધશે અને હ્રદય કમળ ખીલશે. આ ભજનનો ભાવાર્થ ટુકામાં સમાવેશ કર્યો છે. ૪. ઓંમ. શાંન્તી શાંન્તી. શાંન્તી.

### ભજન ૫.

(રાગ. માઢ.)

મારા મનરે મસ્તાના, છોડવા અસ્થાના સાંભળ સાંભળ કહું વાત ટેક,
મિથ્યારે સુખમાં ભુલી ગયો છે તું રે તારૂ ભાન.
તનડું રે ટુટશે શી ગતિ થાશે, બુરા થાશે હવાલ રે, ॥૧॥ મારા૦
પશુ પક્ષીના દેહજ ધરશો. તેમાં દુઃખ અપાર,
ખાવા પીવા કાંઇ મળશે નહિ ભાઈ ગોધા ખાશોરે ગુમારરે ॥૨॥ મારા૦
આવા ગમનના ફેરારે ફરશો, જન્મ મરણ વારંવાર.
છપન દોઢાંમાં આથડશો. રસ્તો સુજે નવ લગારરે. ॥૩॥ મારા૦
જ્ઞાનીરે ગુરૂ કેવળગીર મલીયા, પુર્વના પરતાપ.
દોઇકર જોડી છગનદાસ ગાવે, ટળીયા ત્રિવિધીના તાપરે. ॥૪॥ મારા૦

**ભાવાર્થ**—આ ભજન મનુરાજાને ઠપકો આપે છે, અને કહે છે કે હે મનમુરખ આ તારૂ તન (શરીર) છુટી જશે એટલે તારા બુરા હવાલ થશે. ઘોડા, ગધેડા, ઉટ, બેલ, ઇતિયાદીક પશુપક્ષીના

દેહો ધરવા પડશે. અને છપન દોઢામાં અથડાશો એટલે શું સમજવું છપન દોઢુ ચોરાશીમાં ફેરા ફરવા તે, આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે. ૫.

## ભજન ૬.

( રાગ ઉપર પ્રમાણે. )

મારા મનરે ચેતો સદગુરૂ ભેટો. સરસે તમારાં કાજ. ॥ ટેક ॥
શીલ સંતોષને ક્ષમાનું ખાંડું. ધીરજની ઝાલો ઢાલ.
કામક્રોધ મોહ મદ મચ્છર. તેઓને તું ટાળ રે ॥ ૧ ॥ મારા૦
સંત પુરૂષનો સંગજ કરજે, અજ્ઞાનીથી રહેજે દુર.
આ ટાણું જો ભાઇ વહી જાશે તો. પછી ફાકીશ ધૂળરે, ॥૨॥ મારા૦
પાંચ ચોર તારી પાસે વસે છે, તેઓને રાખો ઠામ.
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, ભેળાવે આખુ ગામરે. ॥ ૩ ॥ મારા૦
જ્ઞાની ગુરૂના શરણે રે જાજે, ઝાલશે તારો હાથ.
દોઇકર જોડી છગનદાસ ગાવે. મટાડશે તારો તાપરે. ॥૪॥ મારા૦

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું છે. તેનું વીવેચન. શીલ સંતોષ ક્ષમા ધીરજ દયા જેના હૃદયમાં હોય છે. તેને કામાદીક મોહ વીકાર લાગુ પડતા નથી. માટે હે મન મુરખ તું વિષય સુખથી અળગો રહીને હરિભજનમાં ચીત જોડ.

## ભજન ૭.

( રાગ—ઉપર પ્રમાણે. )

મારા મનરે મદારી શી કૃતિ તારી, સાંભળ કહું તને વાત. ॥ટેક॥
એક ઘડીએ અસમાનેરે જાતો, એક ઘડીમેં પાતાળ:
એક ઘડીએ ઉદાસીરે થાતો, ન કરતો બ્રંહ્મ વિચારરે. મારા૦ ॥૧॥

બ્રંહ્માદીક સરીખા ડોલાવે, મનુષ્યનો શો ભાર;
મનવારે રાજા મહા પસ્તાશો, આવશે અંતકાળરે. મારા૦ ॥૨॥
જાગ્રતમાં જપતારે નથી, સુસુપતિમાં નહિ;
સ્વપ્નમાં મુઓ છળ કરે છે, પારકા ભોગજ લઇરે. મારા૦ ॥૩॥
બેસાર્યો બેસતોરે નથી, કરવું મારે કેમ;
છગનને ગુરૂ સાચારે મળીયા, રાખ્યો છે કુશળ ખેમરે. મારા૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું તેનું વીવેચન હે મન મુરખ ક્ષણેક્ષણે ભટકાવાનું મુકીદે. અને તું તારૂ કલ્યાણ થવા સારૂ ઉપાય ખોળ. હે મારા વહાલા હરીજનો પવન કરતાં પચાસ ઘણો મનુભાઇનો વેગ છે. માટે મનનો વિશ્વાસ કરશો નહિ. કારણ કે બ્રહ્મા જેવા ધીર પુરૂષોને ડોલાવી નાખે છે. બીજું જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં સરખુજ દુઃખ સુખ દેખાડે છે. અને જ્યારે સુસુપતિ અવસ્થામાં શાંન્ત થાય છે. ત્યારે દુઃખ સુખ રહેતું નથી. બીજું સમજાવી સમજાવીને સ્થિર રાખશો પણ સ્થિર રહેશે નહિ. જ્યારે કોઈ સદ્ગુરૂ મળશે ત્યારે આ મન સ્થિર રહે છે. આ ભજનનો ભાવાર્થ અમારી બુદ્ધિ પ્રમાણે ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૮.

( રાગ-ઉપર પ્રમાણે. )

મારા મનરે ભાઇ કરી લ્યો કમાઇ, જાવું તે તો જરૂર. ॥ટેક॥
માલીકની મરજી થઇરે, પામ્યો મનુષ્યનો દેહી;
મનુષ્યારે દેહનાં આચરણનાં કીધાં, એળે ઉમર ખોઇરે. મારા૦ ॥૧॥
ગર્ભવાસમાં નવ માસ ઝુલ્યો, આળા ચાંમડ માંહી;
ગર્ભ ને નર્કતો એક બરાબર, વેદ શ્રુતિથી ગમ પાઇરે. મારા૦ ॥૨॥

સંસારનાં સુખડાં કેવાંરે કહીએ, અંદરવર્ણા તુલ્ય;
દેખતાં દેખાય અનુપમ, જ્ઞાની તું તેમાં નવ ભુલ્યરે. મારા૦ ॥૩॥
ક્રમાણી સદ્દગુરૂ બતાવે, સાંભળ છગન વાત;
એકવીસ હજાર છસે શ્વાસારે ઉપડે, તેનો જપજે તું જાપરે મારા૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજન પુરૂષાર્થ કરવાનું બતાવે છે. માટે હે મન મુરખ ગર્ભવાસનું દુઃખ ભુલી ગયો. અને સંસારના તૂછ સુખને પ્રિય માન્યું. માટે હે મન તારી ચપળતા મુકીદે. અને સદ્દગુરૂના શબ્દનું સમરણુ કર. મહાન પુરૂષો તેને પુરૂષાર્થ કહે છે. અજંપા-જાપ તેને પણ કહે છે. આ ભજનનો ભાવાર્થ ટુકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૯.

( રાગ—પધારે પોપટ રાજા રામના. )

જગતની રચનારે રસ ભરી, તેનો કરીલ્યો તપાસ;
કાયા નગર શોહામણું, ઘડતાં લાગ્યા નવ માસ. જગત૦ ॥ટેકા॥
ભ્રંમ થયો આ જીવને, ભુલ્યો હરિનો સ્નેહ;
ભટકણુ ભવો ભવ ફરે, ધરી પંચભુત દેહ. જગત૦ ॥૧॥
તૃષ્ણા તાપે નવ સુજીયું, વધીયા રાગ દ્વેષ;
ચિંતામાં ચતુર થયો, સુખ પામ્યો ન લેશ. જગત૦ ॥૨॥
પંચ વીષયમાં રાજી થયો, સુખ ભોગવવા તેહ;
પતંગ સમાન એ જીવડા, અંતે ખોશોરે દેહ. જગત૦ ॥૩॥
ચતુર હશે તે તો ચેતશે, બોલે બાવન બહાર;
બાવનમાં વ્યાપી રહ્યો, તેનો થાય ન ઉથાપ. જગત૦ ॥૪॥
કર્મ સંજોગે ગુરૂ મળ્યા, કેવળગીર નીરધાર;
છગનને સમશા કરી, દેખાડયો છે દેદાર. જગત૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજન પ્રેમરસમાં અનુભવની સમજુતી આપે છે. જગતની રચના એટલે આખા વિશ્વમાં હરિ સિવાય ક્ષણુ માત્ર પણુ ખાલી નથી. ભ્રાંન્તિને લઇને આ જીવ આત્મા મારો દેહ માની બેઠો છે. અને લક્ષ ચોરાશીના ફેરામાં ભટકયા કરે છે. અને રાગ દ્વેશ, તૃષ્ણા, પંચ વિષયોના સુખમાં તલ્લીન થઇ ગયો છે. માટે હે અલ્પ બુદ્ધિના જીવડા તું વિચાર કરીને જો. કે તારૂ મુખ્ય સ્થાન કયા ઠેકાણે છે. માટે ચતુર હોય તો વિચાર કરી જો. તેથી તારૂં સ્થાન ઓળખાશે. બાવન બાર બોલે છે. તે બ્રંહ્મ રૂપ છે. એને કોઈ ઉથાપ કરી શકે એમ નથી. આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૧૦.

( રાગ—ઉપરનો. )

સતગુરૂ સ્વામી સાહ્ય થયા, બતાવ્યું અમુલખ જ્ઞાન;
દુઃખ ઉપાધી ભુલી ગયો, ભુલ્યો અવિદ્યાનું ભાન. ॥ ટેક ॥
દેદાર દેખ્યો મેં આપનો, પ્રગટયો પ્રેમ અપાર;
અધિકારીએ હેરીઓ, નવ સમજ્યો ગમાર. સતગુરૂ૦ ॥૧॥
જળહળ જળહળ જળકીયો, સૌનો સાક્ષીરે તેહ;
તલુમાં જેમ તેલ છે, એવો વ્યાપી રહ્યો એહ. સતગુરૂ૦ ॥૨॥
બ્રંહ્મ તે સુખ કોણ ભોગવે, પુરા અનુભવિ હોય;
ફોગટીઓ ફુલીવળે, એને આવાગમન હોય. સતગુરૂ૦ ॥૩॥
પરા પશ્યંતી મધ્યમા નહિ, નહિ વૈખરી માંય;
ભાશી રહી આ ભ્રંમના, એતો બ્રંહ્મની છાંય. સતગુરૂ૦ ॥૪॥
બ્રંહ્મ જ્ઞાનીગુરૂ ભેટીયા, કેવળગીર મહારાજ;
છગન શ્વાસોશ્વાસમાં, સાધે પોતાનું કાજ. સતગુરૂ૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજન અનુભવનું ભાન કરાવે છે. જ્યારે સદગુરૂ સહાય થશે. ત્યારે સુખની પ્રાપ્તિ થશે. અને અધિકારી સિવાય તે સુખ સમજાશે નહિ. અને જ્યારે પ્રેમની લહેર ઉપડશે. ત્યારે જળહળ એટલે અલખનું નૂર સર્વે સ્થળે સમજવામાં આવશે. માટે અનુભવિ પુરૂષો આ લક્ષણો વહોરશે. અને અજ્ઞાનીને સમજાશે નહિ. અને ચાર પ્રકારની વાણીથી રહીત. પાંચમી અનુભવવાણીના પ્રમાણથી બ્રંહ્મનું સુખ સમજવામાં આવે. આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૧૧.

( રાગ–ઉપર પ્રમાણે. )

આજે આનંદ મારે ઉલટયો, મળીયા સતગુરૂ દેવ;
તન મન ધન અર્પણ કરૂં, કરૂ ભલી પેરે સેવ. ॥ ટેક ॥
શીલ સંતોષ ગ્રહણ કર્યા, સજીયા સોળ શણગાર;
લક્ષનાં લંગર પહેરીયાં, ચાલ્યો ગુરૂને દ્વાર. આજે૦ ॥ ૧ ॥
શબ્દ સુણાવ્યો શોહામણો, અંગે પ્રગટયો વૈરાગ્ય;
વાજીંત્ર વીધ વીધ વાગીયાં, રૂડા છત્રીશ રાગ. આજે૦ ॥ ૨ ॥
અલખ ઘરરે શોહામણો, જોવા જેવો છે ખેલ;
વાતેથી કંઇ નહિ વળે, મુરખા પાખંડ મેલ. આજે૦ ॥ ૩ ॥
નિરભે નિશાને જે અડયા, ધન્ય તેનો અવતાર;
અખંડ બ્રંહ્મને ઓળખ્યા, પામ્યા પદવી અપાર. આજે૦ ॥ ૪ ॥
સત વસ્તુરે સત ગુરૂજીને, લાગુ લળી લળી પાય;
છગન કહે સૌ સાંભળો, મોક્ષ પદનો મહિમાય. આજે૦ ॥ ૫ ॥

**ભાવાર્થ**—આ ભજનમાં આનંદ જણાવે છે. માટે તન મન ધન અર્પણ કરી ગુરૂની સેવા કરો. અને શિલસંતોષ ઇત્યાદિક,

ભક્તિનાં લક્ષણ ધારણ કરીને હરિભજન કરો. અને ગુરૂ મહારાજનો જે શબ્દ સોહામણો, જ્યારે તમો વારંવાર સંભાળશો ત્યારે પ્રેમ પ્રગટ થશે. અને અનહદના નાદ પણ સાંભળશો. અને અલખ ઘર સમજાશે. માટે હે મન મુરખ અખંડ પ્રેમનું સુખ ખોળ. અને આ મિથ્યા પાખંડ મુકી દે આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૧૨.

( રાગ—ઉપર પ્રમાણે. )

સુખ માટેરે જીવડો આવીયો, પામ્યો દુઃખ અપાર;
સતસંગમાં સમજ્યો નહિ, મુરખો મુઢ ગુમાર. ॥ ટેક ॥
બ્રંહ્મ લોકથી જીવ આવીયો, ભુલ્યો પોતાનો દેશ;
અસતના આંગ વાળીયા, તેથી રહેવાનો પરદેશ. સુખ૦ ॥ ૧ ॥
માત પિતા સુત સુંદરી, સબ સ્વાર્થી લોક;
વિખીયામાં વીંટાઇ ગયો, અંતે થાશેરે ફોક. સુખ૦ ॥ ૨ ॥
જીવ શીવમાં નથી આંતરો, સંતો કરી લ્યો વિચાર;
સુધ્ય સોનુ તો એક છે, એવો શીવનો વિસ્તાર. સુખ૦ ॥ ૩ ॥
સંત સમાગમ કીજીએ, મૂકી મનડાનો મેલ;
આતસ બાજીનો ખેલ છે, અંતે થાશેરે ફેલ. સુખ૦ ॥ ૪ ॥
ગુરૂરે કેવળગીર ભેટીયા, દેખાડયો નીજ ધામ;
છગન કહે સૌ સાંભળો, હૈડે રાખજો હામ. સુખ૦ ॥ ૫ ॥

**ભાવાર્થઃ**—આ ભજન જીવઆત્માને સમજાવે છે હે મુરખ માતપિતા સુંદરી એ સ્વાર્થી લોક છે. અને તુતો પોતે સુદ્ધ બ્રંહ્મ છે. કેવી રીતે કે. સોનાના ઘાટ અનેક પ્રકારના જણાય છે પણ

સોનુ તો એકજ છે. તેવીજ રીતે જીવ આત્મા અનેક ઘટ પદાર્થોની અંદર એકજ રૂપે રહેલો છે. પણ ભ્રાન્તિને લઇને જુદો જુદો જણાય છે. માટે હે મન મુરખ તું તો સત્વગુણમાંથી પેદા થએલું છે. અને સત્વ ગુણ તે બ્રંમ રૂપ છે. માટે તારી ખર બુદ્ધિને મુકી દે. અને તું સુખ્ય સ્વરૂપનો વિચાર કર, આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૧૩.

દેખ્યા નહિ કોઇ સાર સબાંધ વિના ત્રીભુવન નાથ.

( રાગ—નાટકશાળાનો સારીગમ. )

મહેર કરીને ગુરૂદેવ દયાળે, દર્શન દીધો બતલાય. ॥ ટેક ॥
અંતઃકરણની ઉર્મીરે ભાગી, થયું છે આત્મજ્ઞાન;
આત્મ તો ભાઈ રમી રહ્યો છે, આ ઘટડાની માંય. મહેર કરી૦ ॥૧॥
શુદ્ધ સ્વરૂપે શ્યામ વસ્યા છે, રૂપ અરૂપે હોય;
જોવું રે હોય તો જોઇ લેજો, ભાઇ એવું બીજું ન કોઇ. મહેર કરી૦ ॥૨॥
જોયું રે હોય તે મહા સુખ માણે, અધુરા કરે છે ઉચાટ.
સહેજે એ તો નથી સમજાતું, નથી કાકાનો હાટ. મહેર કરી૦ ॥૩॥
ગુરૂ પ્રતાપે છગન બોલ્યા, જોડી બન્ને હાથ;
પુરૂષાર્થ કંઇ કરજોરે ભાઇ, આવશે તારી સાથ. મહેર કરી૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું તેની ટીકા. જ્યારે ગુરૂ મહારાજની દયા થશે ત્યારે પોતાના સ્વસ્વરૂપનું ભાન થશે. અને અંતઃકરણના દુર્ગુણો દૂર થશે. અને ઘટપટમાં પ્રેમ સ્વરૂપે આતમનાં દરશન થશે સ્વરૂપનું ધ્યાન ધરો. અને અલ્પ બુદ્ધિથી સમજાતું નથી. માટે મારા વહાલા હરિજનો ગુરૂ પાસે જઇને પુરૂષાર્થ કરો.

## ભજન ૧૪.

( રાગ—ઉપરનો )

કોઈ જુવો જુવોને સાર બન્યો છે, બુદ્ધિ તણો વીલાસ. ॥ ટેક ॥
પંચ ભુતન કી દેહી બનાઇ, કેવી કરી ચતુરાઇ;
આપે રે ઘડતો આપે સંહારે, આપે વશ્યો છે માંઈ કોઇ જુવો૦ ॥૧॥
ગર્ભવાસમાં કોલ કરેલો, ભુલી ગયો મારા ભાઈ;
જે કરવું હોય કરીરે લેજે, આ અવસરની માંઈ. કોઇ જુવો૦ ॥૨॥
મનવરતી તારી ભટકયા કરે છે, સ્થીર ના રાખે લગાર;
વારે વારે કેટલું કહું તને, મુરખ મુઢ ગુમાર. કોઇ જુવો૦ ॥૩॥
છગન તું સંભાળી ચાલજે, ગાફલ ના રહેતો લગાર;
ગાફલ રહેશો તો ખાશો, તમે જમ કીંકરનો માર. કોઈ જુવો૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું તેની ટીકા. કોઇ બુદ્ધિવડે તપાસ કરીને જુવો. કે આ પંચ ભુતની દેહી કેવી રૂપાળી સુંદર છે. તેમાં ચેતન આતમાનો પ્રકાશ છે. માટે મારા વાલા હરિજનો મનને સ્થિર રાખીને નિરંતર પ્રભુ ભજન કરો. અને દુષ્ટ ગુણોથી દૂર રહો અને બેગમપણું મુકો. અને આ અવસર ભુલ્યા તો ગર્ભવાસનું દુઃખ ભોગવવું પડશે. આ ભજનનો ભાવાર્થ પુરો થયો.

## ભજન ૧૫.

( રાગ—ઉપરનો )

નથી સમજાતું જ્ઞાન મુરખને, નથી સમજાતું જ્ઞાન. ॥ ટેક ॥
વિષયસુખમાં ભુલી ગયો છે, અરે મુરખ હેવાન;
સુખ વિષયનું ચાર દીવસનું, અરે મુરખ નાદાન. નથી સમજાતું૦ ॥૧॥
સ્ત્રીના મોહમાં ફસાયો, ભરાવી માયાને બાથ;
સમજુ હોય તો સમજીરે લેજો, કંઇ નહિ આવે સાથ. નથી સમ૦ ॥૨॥

જોતાંરે જોતાં આવીરે પહોચ્યું, તારા માથે નિશાન;
કાળાં મટીને ધોળાંરે થઇ ગયાં, મોટું એ તો એધાન. નથી સમ૦ ॥૩॥
છગનદાસને સમજણ આવી, ઝાલી ગુરૂની બાંય;
વિષયસુખમાં જે લપટાણા, જશો નરકની માંય. નથી સમ૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું છે તેની ટીકા. કે મુર્ખ હોય છે. તેને જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી અને વૃથા જનમારો ગુમાવે છે. બીજું સ્રીના મોહપાસમાં ફસાઇને કલ્યાણનો મારગ ભુલી જાય છે અને કહે છે કે હે પ્રભુ મારૂં સારૂં કરો. પણ ભાઇ વીચાર કરીને જુવો કે દત્ત વિના ફળ કયાંથી મળશે. આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૧૬.

( રાગ—ઉપરનો. )

બ્રહ્મનિષ્ટ ગુરૂ ખોળ મુરખ મન, બ્રહ્મનિષ્ટ ગુરૂ ખોળ. ॥ ટેક ॥
બ્રહ્મનિષ્ટ તો કોનેરે કહીએ, સાંભળ કહું છું સાર;
વેદ વાકયના અર્થ સમજાવે, વૃત્તિ બ્રહ્માકાર. બ્રહ્મનિષ્ટ૦ ॥ ૧ ॥
આઠે પહોર સમાધીરે રહેવે. સુક્ષમ હોય જેનો આહાર;
બ્રહ્મનિષ્ટ તો તેને સમજવો, સમજાવે સબ સાર. બ્રહ્મનિષ્ટ૦ ॥ ૨ ॥
શીલ સંતોષને ક્ષમાદીક, સર્વ ગુણોની ખાણ;
વિષયવાસના દુર કરીને, બ્રહ્મનિષ્ટને જાણ. બ્રહ્મનિષ્ટ૦ ॥ ૩ ॥
દોઇ કર જોડી છગન ગાવે, કરો ગુરૂની સેવ;
સેવા કરો તો મહાસુખ પામો, દરશે આતમ દેવ. બ્રહ્મનિષ્ટ ॥ ૪ ॥

**ભાવાર્થ**—આ ભજન વેદાન્તમાર્ગમાં સદ્દગુરૂ વિષે સમજુતી જણાવે છે. માટે હે મુમુક્ષ જનો બ્રહ્મદર્શી ગુરૂના શરણે જાઓ અને બ્રહ્મનિષ્ટના ગુણોને ઓળખો. બીજુ જ્યારે બ્રહ્મનિષ્ટના ગુણોની

ખબર પડશે ત્યારે જાગૃતમાં ઉજાગૃત વૃત્તિ ભાસશે. અને પોતાના સ્વસરૂપનું ભાન થશે. અને સહેજ સમાધીની લહેરો આવશે. આ ભાવાર્થ ટુંકામાં સમજાવ્યો છે.

### ભજન ૧૭.

( રાગ—મુખડાની માયા લાગીરે. )

મનડુ તો મારૂં લોભ્યુંરે, સંતોની સંગમાં. ॥ ટેક ॥
સંતોની સંગતો કીધી, સંસારીથી સંગ તોડી;
મોક્ષની ઉઘાડી બારીરે, સંતોની સંગમાં. મનડુ તો૦ ॥૧॥
પૂર્વની તો પ્રીત જાગી, અંતરની તો ભ્રાંન્તી ભાગી,
અજ્ઞાનથી સુરતા જાગીરે, સંતોની સંગમાં. મનડુ તો૦ ॥૨॥
સુરતાએ શણુગાર સજીયા, શીલને સંતોષ ધરીયા;
ભાગ ત્યાગ કરી ભજીયારે, સંતોની સંગમાં. મનડુ તો૦ ॥૩॥
ગુરૂ મળીયા કેવળગીર, અંતરમાં આવી છે ધીર;
છગનની ભાગી ભીડરે, સંતોની સંગમાં. મનડુ તો૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું છે તેની ટીકા. જ્યારે સંત મહાત્માઓના શબ્દ સાંભળવાથી પ્રેમ ઉપજે છે. ત્યારે મન તે શબ્દો ઉપર તલ્લીન થઇ જાય છે. જ્યારે પૂર્વનો સંસ્કાર સ્ફુરે છે. ત્યારે મોક્ષની બારી સમજાય. અને અજ્ઞાનથી સુરતા જાગીને જ્ઞાન મારગમાં જોડાય છે. માટે મારા વાલા હરિજનો બેગમપણામાંથી જાગો આ ભાવાર્થ સમાપ્ત.

### ભજન ૧૮.

( રાગ—ઉપર પ્રમાણે. )

હરદમ હરિને ભજજોરે, ઓ ભાઈ મારા. ॥ ટેક ॥

હરદમ હરિને ભજજો, કુડને કપટ ખોજો;
તમે બ્રહ્મરૂપ જોજોરે, એ ભાઇ મારા. હરદમ હરિને૦ ॥૧॥
મેલજો મનડાની આંટી, આગળ વસમી છે ઘાંટી;
મહાપદ સાધો માંટીરે, એ ભાઇ મારા. હરદમ હરિને૦ ॥૩॥
મહાપદ સાધ્યુંરે જેને, પાપ પુન્ય ખોયુંરે તેને;
સ્વરૂપમાં મન મોયું રે, એ ભાઇ મારા. હરદમ હરિને૦ ॥૪॥
કેવળગીરકો બાળ ગાવે, છગન મહાસુખ પાવે;
સમજો તો શાન્તિ આવેરે એ ભાઇ મારા. હરદમ હરિને૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું તેની ટીકા. શ્વાસોશ્વાસ હરિને ભજો. અને મનડાની આંટી મૂકો. અને મહાપદ પરમાત્માનું જે તેને સંભાળો. અને પાપ પુન્યના ઝગડા રગડા મૂકો. અને પ્રભુના નામ વિષે પુરૂષાર્થમાં ચિત્તને જોડો. અને પરિબ્રહ્મ નારાયણનું તેજ આપણા શરીરોમાં વ્યાપી રહેલું છે. માટે હે મન મુરખ વૃતિને સ્થિર રાખીને ધ્યાન ધરો. આ ભાવાર્થ ટુંકામાં પુરો કર્યો છે.

### ભજન ૧૯.

( રાગ—ઉપર પ્રમાણે. )

આજ મારે આનંદ ઉલટયો રે ગુરૂના શબ્દે. ॥ ટેક ॥
આનંદની વાત સુણી, પ્રેમ રસમાં ભુલી;
સુરતા બાઇ ખુબ ફુલીરે. ગુરૂના શબ્દે. આજ મારે. ॥ ૧ ॥
પ્રેમની વાતોરે જાણજો, સંત ધારણ ધરજો;
ઝરણાના જાપ જપજોરે, ગુરૂના શબ્દે. આજ મારે. ॥ ૨ ॥
જપજો હરદમ જાપ, બુજાશે તનડાના તાપ;
અલખ વરતાશે આપરે ગુરૂના શબ્દે. આજ મારે. ॥ ૩ ॥
દોઇ કર જોડીને બોલ્યા છગનના પડદારે ખોલ્યા.
ગુરૂએ જ્ઞાનમાં રોળ્યારે, ગુરૂના શબ્દે. આજ મારે. ॥ ૪ ॥

**ભાવાર્થ**—આ શું કહ્યું તેની ટીકા. જ્યારે ગુરૂ મહારાજ શબ્દ આપે છે. અને એ શબ્દનું સેવન કરીએ તો તેનું રહસ્ય જાણવામાં આવે. અને આનંદમાં સુરતા તલ્લીન થાય ત્યારે પ્રેમની લહેરો આવે. અને તનડાના તાપ એટલે ત્રિવિધી તાપ ટળે માટે મારા વાલા હરિજનો અવર માર્ગે ભટકયા વગર ગુરૂ મહારાજના શબ્દનું ધ્યાન ધરો. સમાપ્ત.

## ભજન ૨૦.

( રાગ—ઉપર પ્રમાણે. )

સાનમાં સમજીને રહેજોરે, ઓ ભાઇ મારા. ॥ ટેક ॥
સાનમાં સમજીને રહેજો, કરેલા કર્મથી રોજો;
વિવેક વિચાર કરજોરે, ઓ ભાઇ મારા. સાનમાં૦ ॥૧॥
ગુરૂનો શબ્દ પ્યારો, ચિત્ત તો ચોટયો છે મારો;
મોક્ષનો આવ્યો આરોરે, ઓ ભાઇ મારા. સાનમાં૦ ॥૨॥
સુરતા તરવેણી મોહી, પ્રેમની લહેરોરે આવી;
સુરતા ગગને ધાઇરે, ઓ ભાઇ મારા. સાનમાં૦ ॥૩॥
દોઇ કર જોડીને ગાવે, છગનને સાન આવે;
ગુરૂ પર ધ્યાન લાવેરે, ઓ ભાઇ મારા. સાનમાં૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું તેની ટીકા. સાનમાં સમજવું એટલે ગુરૂ મહારાજના ઇશારામાં સમજી જવું. અને વિવેકથી ગુરૂની પાસે જઇને પ્રશ્ન પુછવા અને આતમબોધ થાય તેવાં વાકય પુછવાં અને ગુરૂના વાકય પર વિશ્વાસ રાખવો. અને તરવેણી કહી તે બે ભમરની વચ્ચેની જગ્યા જાણવી. આ ભજનનો ભાવાર્થ ટુંકમાં સમજાવ્યો છે. શાન્તિ શાન્તિ શાન્તિ.

## ભજન ૨૧.

રાગ કબીરના પદનો લંગડી.

ચેતન ખોળો છો ચેતન ભાઇ રે,
ચેતન વશ્યો છે સબ ગટ માંહી રે. હેજી. ॥ટેક॥
રાતનો ભુલેલો સંતો દહાડે ઘેર આવે,
ખરારે બપોરે ભૂલ્યો કયાંથી ઘેર આવેરે હેજી. ચેતન૦ ॥૧॥
બગલમાંરે છોકરૂ શહેર બધું ખોળ્યું રે,
ખોળતાં ખોળતાં થાકયો, બગલમાં બોલ્યુ રે હેજી. ચેતન૦ ॥૨॥
આગે આગે ચાલો તો સુજ નહિ પડે રે.
પાછા વળો તો તમને ઘેર બેઠાં જડેરે હેજી. ચેતન૦ ॥૩॥
નથી રે ખોવાયું નથી એ તો છાનું રે,
મેદાનમાં પડયું જવલ્લેને જાણ્યું રે હેજી. ચેતન૦ ॥૪॥
ગુરૂના પ્રતાપે છગનદાસ ગાવે રે,
શુદ્ધ સ્વરૂપ નીત્ય નજરે આવે રે હેજી. ચેતન૦ ॥૫॥

**ભાવાર્થઃ**—આ ભજન આત્મજ્ઞાનનું છે. અને ચેતન પુરૂષ ચેતન પરમાત્માને ખોળવા સારૂ આડો અવળો દોડે છે. એ બધુ અજ્ઞાન સમજવું કારણ કે આત્મા સોહી પરમાત્મા એવાં વેદ વચનો પોકાર કરે છે, અને કહે છે કે ॥ એકો બ્રંમ બહુ સ્વામી. ॥

## ભજન ૨૨.

( રાગ ઉપર પ્રમાણે. )

બેઠો રે આસનવાળી. જાલી ગુરૂ ગમ કુંચી.
ભુલી ગયો ભાન, સુરતા ચાલી ઉંચીરે હેજી. ॥ ટેક ॥
દેખ્યારે મેરૂ પર્વત, સોભા અપારી રે.
અઢાર ભાર વનસ્પતિ ખીલી છે સારી રે હેજી. ॥ ૧ ॥ બેઠો રે.

વાગે વાગે નોબત નગારાં નિશાન રે.
ભમર ગુફાએ લટકે છે તાળાંરે હે જી ॥ ૨ ॥ બેઠો રે.
ગુરૂના પ્રતાપે ઉઘડીયાં છે તાળાંરે,
તાળાં રે ઉગડયાં ને મેં તો દર્શન કરીયાં રે હે જી. ॥ ૩ ॥ બેઠો રે.
દેખ્યાં રે મેં સુદ્ધ સ્વરૂપ નરણે નિહાળ્યાં રે.
પંડે વશ્યા છે મુરખ ખોળે છે ખંડે રે હે જી. ॥ ૪ ॥ બેઠો રે.
કેવળગીર કે બાળકો ગાવે છે છગનદાસ રે.
અગમ અગોચર ખેલ્યો છે રાશ રે હે જી. ॥ ૫ ॥ બેઠો રે.

**ભાવાર્થ**—આ ભજન યોગ માર્ગનું છે. માટે કોઇ ધ્યાની પુરૂષને ખબર પડશે. બીજુ જ્યારે સદ્‌ગુરૂની દયા થાય છે. ત્યારે સ્વસરૂપનું ભાન થાય છે. અને સમાધીમાં વૃત્તિ તલ્લીન થાય છે. અને અનહદના નાદમાં ખુશી થઇને પોતાનું ભાન ભુલી જાય છે. આ ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૨૩.

રાગ ઉપર પ્રમાણે.

સુણો મારા હરિજનો, પ્રેમ કેરી વાતો રે;
પ્રેમ ઉપજ્યો મટી ગઇ જાતોને ભાતો રે હેજી. ॥ટેક॥
સોનાના ઘાટરે અનેક દરશાવે રે,
જ્ઞાની રે હોય તો કંચન જાણે રે હેજી. સુણો મારા૦ ॥૧॥
નામ પાડયું કાપડ વાણો ને તાણો રે,
વિવેક દ્રષ્ટી કરી રૂ એ પ્રમાણો રે હેજી. સુણો મારા૦ ॥૨॥
હરિને હરિજન એકજ સ્વરૂપે રે,
ભાગ ત્યાગ લક્ષણાથી જાણો એકરૂપ રે હેજી. સુણો મારા૦ ॥૩॥
સૃષ્ટીમાં અનેક જીવ સ્વરૂપ એક જાણો રે,

બીજમાંથી વડ થાય વડમાંથી બીજ રે હેજી. સુણો મારા૦ ॥૪॥
કેવળગીરકો બાળકો ગાવે છે છગનદાસરે,
સૃષ્ટી મુજ માંય સૃષ્ટી માંય છે વાસ રે હેજી. સુણો મારા૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજન આતમ સ્વરૂપ સમજાવે છે. કારણ કે આત્માનું સાક્ષાત ભાન થાય ત્યારે સૃષ્ટી ઉપરના જીવ આત્મા ઉપર સરખોજ ભાવ દેખાય છે. કેવી રીતે કે કપડામાં રૂ દેખાય છે તેવી રીતે આ ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૨૪.

(રાગ ઉપર પ્રમાણે)

ગુરૂ રે કરાવો ભાઇ સ્વારથ સાધો રે;
સ્વારથ સાધોને મોક્ષ પદ જાણો રે હેજી. ॥ટેક॥
સ્વારથ પરમારથનો ભેદરે જાણો રે;
ગુરૂની સેવા કરી તમે પીછાણો રે હેજી. ગુરૂ રે કરાવો૦ ॥૧॥
જગતમાં આવ્યા છો મોજેરે માણો રે;
પ્રયત્ન કરીને તમે આતમ જાણો રે હેજી. ગુરૂ રે કરાવો૦ ॥૨॥
અગમ અગોચર વશીયો છે રાણો રે;
કોઈ સંત પુરૂષ તેને રે જાણો રે હેજી. ગુરૂ રે કરાવો૦ ॥૩॥
દલરે દરિયામાં દેદાર દરશાણો રે;
જળ હળ નુર તો ત્યાંરે વરસાણો રે હેજી. ગુરૂ રે કરાવો૦ ॥૪॥
કેવળ ગીરકો બાળકો આપે છે પરમાણો રે.
સાચો રે દેવ છગન દાસે જાણ્યો રે હેજી. ગુરૂ રે કરાવો૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજન ગુરૂ વીશે સમજુતી આપે છે. ગુરૂ એટલે શું. ગુનામ અંધારૂ અને રૂ નામ પ્રકાશ જ્યારે જીવ કૃતિને

ઇશ્વર કૃતિ મટી જશે. ત્યારે મુખ્ય બ્રહ્મનું પદ સમજાશે. આ ભાવાર્થ પુરો.

### ભજન ૨૫.

(મરગલા ખેત ગયા સબ ખાઇ.)

સતગુરૂને સમજાયું સ્વરૂપ મારૂ;
સતગુરૂને સમજાયું રે હે હે જી. ॥ ટેક ॥
ચિદા ભાસ બનીરે બેઠો અજ્ઞાનથી ભળાયું રે હેજી.
શુદ્ધ ચૈતન સ્વરૂપ છે મારૂ જ્ઞાનેથી એક વરતાણું. સ્વરૂપ૦ ॥૧॥
જન્મ મરણુથી રહિત એ તો અજર અમર કહેવાણું રે હેજી;
કીડીથી કુંજર સુધીમાં સ્વરૂપ મારૂ સમાણું. સ્વરૂપ૦ ॥૨॥
અવિનાશી એક આત્મા ભાઇ સ્વરૂપ મારૂં સોહી રે હેજી;
દ્વેઇત ભાવના દુર કરી લ્યો, અદ્વૈતના છે માંહી. સ્વરૂપ૦ ॥૩॥
બ્રહ્મ વેત્તા ગુરૂજી મળીયા, કેવળગીર મને સ્વામી રે હેજી:
દોઈ કર જોડી દાસ છગન બોલ્યા સ્વરૂપમે સુરતા સમાણી. ॥૪॥

**ભાવાર્થ**—આ ભજન સાક્ષાત્કાર સ્વરૂપ સમજાવે છે. જયારે ગુરૂ મહારાજની દયા થશે ત્યારે કીડીથી કુંજર સુધીમાં તથા ઝાડ પર્વતમાં આત્મસ્વરૂપ દેખાય છે. બીજું સંતપુરૂષોને સ્વરૂપનું ભાન ત્યારે આનંદના ઉભરા આવે છે, આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

### ભજન ૨૬.

(રાગ ઉપર પ્રમાણે.)

ગુરૂ શબ્દથી ગમ પાઇરે ભાઇ, ગુરૂ શબ્દથી ગમ પાઇ રે હેજી. ॥ટેક॥
અજ્ઞાનનો અધિયાસ થયેલો, સિંહનો બકરો બનેલો રે હેજી,
બ્રંમ વેત્તા ગુરૂજી મલીયા સિંહ થઇને મલકાણો. મારા૦ ॥૧॥

મુળ વિસારે સ્વરૂપ ભુલેલો અવિદ્યા આડી આઇ રે હેજી;
અવિદ્યાનો વિસ્તાર ઘણેરો મોહમાં લપટાણો. મારા૦ ॥૨॥
સત અસતનો કર્યો નિવેડો સમજણ સારી પડી રે હેજી;
સત વસ્તુ તો દેખાય નહિ ભાઇ અસત ભાસે છે ભ્રમકારી. મારા૦ ॥૩॥
રૂપ અરૂપે મારો વાલો રે વ્યાપક, સત ગુરૂને સમજાયા રે હેજી;
દોઈ કરજોડીને દાસ છગન બોલ્યા, હરદમ હૃદયમાં જાણ્યા. મારા૦ ॥૪॥

**ભાવાર્થ**—આ ભજન ગુરૂ મહારાજથી ગમ બતાવે છે. (ગમ એટલે સમજણ.) બીજુ આ જીવ આત્માને ઘણા દહાડાનો અભ્યાસ થએલો છે. માટે કંઇ સમજતો નથી. જ્યારે કોઇ બ્રહ્મનિષ્ટ ગુરૂ મળે ત્યારેજ સમજણ પડે, માટે હે મન મુર્ખ તૃષ્ણાથી વિરક્ત થઇને સંત પુરૂષોનો સમાગમ કર, આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમજાવ્યો છે.

## ભજન ૨૭.

(રાગ ઉપર પ્રમાણે)

સતગુરૂને સાય કીધી મારા ભાઇ રે;
સતગુરૂને સાય કીધા રે હેજી. ॥ ટેક ॥
સંસાર સાગરના વહેતા પુરમાં હું તો તણાતો જાતો રે હેજી;
રાગદ્વેષ તો સબર ભરેલા તેમાંથી મુજને તાર્યો. મારા૦ ॥૧॥
શબ્દ સુણાવ્યો વાલે પ્રેમ ચઢાવ્યો અગમ અગોચર દોડાવ્યો રે હેજી;
અગમ જેની ગમ નહિ ભાઈ, નિરભે નોબત બજાવ્યો. મારા૦ ॥૨॥
અનઘડ દેવનાં દર્શન પાયો રૂપ અરૂપે સવાયો રે હેજી;
સમજુરે હોય તો સમજીરે લેજો વાલો વશ્યો છે શુન્યમાંહી. મારા૦ ॥૩॥
પરાની પાર વસ્તું જેને પાઈ ભાઇ. પૂર્વેનાં પુન્ય તેનાં ફળ્યાં રે હેજી;
દોઈ કર જોડી દાસ છગન ગાવે તેને સાચા સત ગુરૂ મળ્યા. મારા૦ ॥૪॥

ભાવાર્થ—આ ભજન યોગમાર્ગનું ભાન કરાવે છે. અગમ અગોચર એટલે ગમ પડે નહિ તેવું. અને અનઘડ એટલે ગડાએલો નહિ તેવો, નિરભે એટલે ભય રહિત. પરાની પાર એટલે. હદબેહદની બહાર બીજું સદગુરૂની મહેર થશે ત્યારે દષ્ટી અગોચર વસ્તુ સમજમાં આવશે. આ ભજનનો ભાવાર્થ ટુંકામાં સમાવેશ કર્યો છે.

## ભજન ૨૮.

(રાગ ઉપર પ્રમાણે)

સત ગુરૂ મળીયા પડદારે ખોલ્યા,
સુરતા સમજ ઘેર આઇ રે હેજી. ॥ ટેક ॥
એક વસ્તુથી પેદા થયું છે, એકનું અનેક દર્શાણું રે હેજી;
અજ્ઞાનથી અનેક ભાસે છે, જ્ઞાનેથી એક વરતાણું. મારા૦ ॥૧॥
બાજીગરનો ખેલ રચ્યો ભાઇ ઠીકરાનો રૂપિયો બનાવ્યો રે હેજી;
દો ઘડીકા દેખના ભાઇ આખર ઠીકરો ઠેરાયો. મારા૦ ॥૨॥
અનુભવિ હોય તે અનુભવ કરજો, સાચી વાતો જાણી રે હેજી;
આ અવસર તારો વહી જાશે પછી જીંદીગી થશે ધૂળ ધાણી. મારા૦॥૩॥
બાહાર ભટકે કંઇ નહિ પાયો, ભટકી ભટકી થાકગો રે હેજી;
બ્રંમવેત્તા ગુરૂજી કેવળ, છગનને આનંદ છાયો. મારા૦ ॥૪॥

ભાવાર્થ—આ ભજન શીરગુણનું સ્વરૂપ સમજાવે છે, માટે હે મન મુર્ખ સદગુરૂની પાસે જઇને તારા કલ્યાણનો મારગ જાણ. અને જો ગફલતમાં રહીશ તો આયુશ તારૂ વૃથા ગુમાવીશ. અને ઘણા એક ગ્રંથો અંદર મહાન પુરૂષે કહેલુ છે કે, (અસ્તિન મૌસ ગ્રંથી.) માટે હે મન મુર્ખ આ શરીર તો મળમૂત્રનું છે. માટે સમજ.

સમાપ્ત.

## ભજન ૨૯.

(રાગ ઉપર પ્રમાણે.)

ગુરૂ સાહેબને પાયજ લાગું ભાઇ,
પ્રેમ પીયાલો મને પાયો રે હેજી. ॥ ટેક ॥

કાગવાણી રે મારી માંહેથી કઢાવી,
મને હંસવાણી તો ઓળખાઈ રે હેજી;
મુક્તાફળના મીઠા રે મેવા, હંસા ચુંગ ચુંગ ખાઈ. ગુરૂએ૦ પ્રેમ૦ ॥૧॥
વચન સુણ્યો ત્યારે પ્રેમ ઉલટીયો, સુક્ષમણા લહેરો આઇ રે હેજી;
જ્ઞાન ઘોડીલે માંડયાં પલાંણાં સુંન મંડળ ઘર પાઇ. ગુરૂએ૦ ॥૨॥
શુંન્યની મઢીમાં ભાઇ મરદંગ વાગે,
ચીણી ચીણી નાદ સુણાયો રે હેજી;
વૃતિ રે ત્રાટક ત્યાં લગાયો જળહળનુર દરશાયો, ગુરૂએ૦ ॥૩॥
દયા કરી મુજ પર મેરે દાતાર, અનઘડ દેવ દેખાડયો રે હેજી;
સુંદર મુર્તિ સુંદર મુખડાં નુર નજરે વરતાયો. ગુરૂએ૦ ॥૪॥
ગુરૂગમ પ્યાલા જે કોઇ પીએ ભાઇ,
આનંદ અતિ ઘણો આવે રે હેજી;
છગન કહે છે ગુરૂ પ્રતાપે કુડ કપટ સબ જાવે. ગુરૂએ૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું તેની ટીકા. જ્યારે સદગુરૂની દયા થાય છે, ત્યારે પ્રેમના પીયાલાની ખબર પડે છે. અને દુષ્ટ મતિ દુર થઇ જાય છે, અને ક્ષણે ક્ષણે સુસુમણાનું ઘર ખોલે છે. માટે મારા વાલા હરિજનો ગુરૂના શબ્દનું ધ્યાન ધરો એટલે સમજમાં આવશે.

સમાપ્ત.

## ભજન ૩૦.

(રાગ ઉપર પ્રમાણે.)

સત ગુરૂ શબ્દનું સમરણ કર્યું ભાઇ અંગમાં વૈરાગ વાપ્યો રે હેજી. ॥ટેક॥
કામ ક્રોધ તો કંગાલ થઈ ગયા જ્ઞાન ખડકથી કાપ્યા રે હેજી;
આતમ દરશે એ પદ લેવે, હરદમ હૃદયમાં થાપ્યા. મારા૦ ॥૧॥
અહંમતા મમતા દુર કરી ભાઇ, શાંન્તિ ધરતો પાયો રે હેજી;
પરવૃતિનો પડદોરે તોડયો શુદ્ધ સ્વરૂપ દરશાયો. મારા૦ ॥૨॥
ગગનમંડળના ગોખમાં ભાઇ અનહદ શોર સંભળાયો રે હેજી;
પ્રેમ તણો ઉભરો રે ઉતરીયો, નરણે આંસુ ભરાયો. મારા૦ ॥૩॥
બ્રંમ દરિયાકી મોજમે ભાઇ, હમ તો કુદી પડયા રે હેજી;
અખંડ નુરકા ભયા પરકાશા, અમુલખ હીરા જડયા. મારા૦ ॥૪॥
વાણી અગોચર રૂપ ચિદાનંદ, કોને શોધ્યા કોને પાયારે હે જી;
દોઇ કર જોડી દાસ છગન ગાવે, આનંદ છોળે ગવાયા. મારા૦ ॥૫॥

**ભાવાર્થ**—આ ભજન યોગ મારગનું ભાન કરાવે છે. જ્યારે ગુરૂના વચન ઉપર પ્રીતી થશે ત્યારે રોમ રોમ વૈરાગ દરશાશે. અને મારૂ તારૂં ભુલી જવાશે, અને દુષ્ટ દુરગુણો જ્ઞાન ખડકેથી નષ્ટ થઇ જશે. અને શુદ્ધ સ્વરૂપનું ભાન થશે. માટે હે મન બ્રંહ્મ દરીયામાં કુદો.

સમાપ્ત.

## ભજન ૩૧.

( રાગ અનવરના પદનો. )

સંસારનો જુઠો ઝગડો રે, સમજીને મુકો રગડોજી. ટેક—
સંસાર તો ભાઇ નથીજ નડતો, માયાને તું વળગ્યોરે ભાઇ,
દ્રષ્ટી માત્ર જોવારે સરખો, અંતે થાશે અળગો. સંસાર. ૧

કર્મ સંજોગે આવી મળ્યા છે, સુત વિત માતા દારારે ભાઇ,
પિતારે જ્ઞાની ગાંડોરે પુત્ર, પરંપરાની ધારા. સંસાર. ૨
મારૂ મારૂ તું મીથ્યા કરે છે, સત્સંગમાં નહિ ઠરતોરે ભાઇ,
અવિદ્યાથી અંગ ભરેલું, વેરભાવથી લડતો. સંસાર. ૩
આવ્યો તો તું લાભજ લેવા, મુડી ગુમાવી ચાલ્યોરે ભાઈ,
તૃષ્ણાથી સ્નેહ ન છુટયો, જમના દુતે ઝાલ્યો. સંસાર. ૪
બ્રહ્મવેતા ગુરૂજી મળીયા, કેવળગીરજી સ્વામીરે ભાઇ,
છગન કહે છે દોઇ કરજોડી, થયો છું મોક્ષગામી. સંસાર. ૫

**ભાવાર્થ**—આ ભજનમાં શું કહ્યું છે. સંસાર વિષે સમજુતી આપી છે કારણકે સંસારના પદાર્થો અનિત્ય છે, અને પરમાત્માનું નામ ત્રણે કાળમાં સદાએ સત્ય છે, માટે વહાલા હરિજનો નાશવાન પદાર્થ દેખવામાં આવે છે. અને સત્ય વસ્તુ દેખાતી નથી. માટે તૃષ્ણાને ત્યાગો અને અવિદ્યા ઉંઘથી જાગો અને પિતા તો જ્ઞાની છે. અને આપણ ગાંડા શા સારૂ બનીએ છીએ તેનો વિચાર કરો.

## ભજન ૩૨.

(રાગ ઉપરનો.)

સતગુરૂ પારસ જેવારે, લોહાનાં કંચન કરતાજી. ॥ ટેક. ॥
લોહા તો અજ્ઞાની જાણો, કંચન સંતને માનોરે ભાઇ,
વૃત્તિ ભેદથી સૌ કર્મ કર્તા, ભેદ છુપાયો છાનો. સતગુરૂ ॥૧॥
વૃત્તિ વ્યાપત્તિનો ભેદ જે જાણે, જાણીને મત નવ તાણેરે ભાઇ,
ઉપરામ લક્ષણ પકડી લઇને, હરખ હૈયામાં માણે. સતગુરૂ ॥૨॥
શુદ્ધ સ્વરૂપે સોહંગ સુઓ, સનમુખ તે તો ઉભોરે ભાઇ,
અનુભવ કરીને આ પદ જાણો, ગગનમંડળમાં ઘુમો. ॥સતગુરૂ॥ ૩
ગગનમંડળથી અમૃત વરસ્યો, પ્રેમી નરને પીધોરે ભાઇ,

અવઘટ ઘાટે શબ્દજ રણુકયો, ધ્યાની નરને લીધો. ાાસતગુરૂાા ૪
સંત સમાગમ જેને કીધો, મનનો મનોરથ ફળીઓરે ભાઇ,
દોઈ કરજોડીને છગન ગાવે, ત્રિવિધી તાપ ટળીયો. ાાસતગુરૂાા ૫

**ભાવાર્થ**—મારા વહાલા હરિજનો સતગુરૂ પારસમણી તૂલ્ય છે. માટે તેમની પાસેથી ઉપદેશ લઈ તેનું મનન કરો એટલે તમારો દેદાર દેખાશે. અને સ્વસ્વરૂપનું ભાન થશે, અને લોહા જેવું જે અજ્ઞાન તે નષ્ટ થશે. અને વાણીરૂપી અમૃતનું પાન કરશો. માટે સતગુરૂને શરણે જાઓ.

## ભજન ૩૩.

અવસર અમુલખ આવ્યોરે, મનુષ્યા જન્મ પાયોજી. ાાટેકાા
પાંચ ભૂતને ત્રણ ગુણોનો, રચાવ કેવો કીધોરે ભાઇ,
અનુભવી જો ગુરૂ મળે તો, બતાવે રસ્તો સીધો. ાાઅવસરાા ૧
પાંચ મહેલને અષ્ટપુરીમાં રમી રહ્યો મારો વ્હાલોરે ભાઇ.
ખેપ કરીને ખોળીરે કાઢો, અમરાપુરમાં મહાલો. ાાઅવસરાા ૨
ખટ ચક્કરને ખોલો ભાઇ, દેખો નુરકા દરિયોરે ભાઇ,
બંકનાળનો રસ્તો પાયો, ગગનમંડળ પરવરીગો. ાાઅવસરાા ૩
એ રસ્તો તો બહોત કઠણ હૈ, ગુરૂ મુખી નર પાવેરે ભાઇ,
ગુરૂ ચરણમાં શીશ સમર્પો, સમજ્યામાં તે આવે. ાાઅવસરાા ૪
જ્ઞાનીરે હોય તો ગમ કરીને, નાખો ઉલટા પાસારે ભાઇ,
છગન કહે છે શુણો હરિજન, સુનમાં કરજો વાસા. ાાઅવસરાા ૫

## ભજન ૩૪.

( રાગ ઉપરનો. )

સતગુરૂજી ભ.વે.ભેટયારે, મેરે મન આનંદ આયાજી. ાાટેકાા
સતગુરૂ મળીયા શાંન્તીરે આવી, મનમંલીન શુદ્ધ કરીયારે ભાઇ.

ભાવ કરીને શબ્દ શુણાયો, હૃદય કમળમાં ધરીયા, ।।સતગુરૂ।। ૧
વિવેક વિચારની રૂડી બતાવી, પ્રેમ લહેર તો આવીરે ભાઇ,
અવિદ્યા ઉર્મી દુર કરી, ત્યારે જળહળ જ્યોત ભળાઇ. ।।સતગુરૂ।। ૨
ભવોભવનું સંકટ ભાગ્યું, સૂતેલી સુરતા જાગીરે ભાઇ,
આનંદનો તો ઉભરો આવ્યો, જ્ઞાન માર્ગમાં લાગી. ।।સતગુરૂ।। ૩
સંસાર તો ભાઈ શેમાં લોભાણો, તેનો કરો નીવેડોરે ભાઇ,
સાર વસ્તુ શોધીને લેજો, મેલજો ભ્રષ્ટવેડો. ।।સતગુરૂ।। ૪
છગન કહે છે શુણો હરિજન, ગુરૂની કળા ન્યારીરે ભાઈ,
બ્રહ્મદર્શી ગુરૂજી ભેટયા, વસ્તુ બતાવી સારી. ।।સતગુરૂ।। ૫

## ભજન ૩૫.

( રાગ ઉપરનો. )

જગતસે યુદ્ધ કરૂંગારે, પાણીમાં પુલ બાંધું ગાજી. ।।ટેક।।
એ પાણી તો બહોત ઉંડા હે, તરસે કોઇનર સચ્ચારે ભાઇ,
તરીયા તે તો ગયા હરિ ઘેર, રહી ગયા કોઇ કચ્ચા. ।।જગસે।। ૧
પાણી પાણી સબકો કહે છે, પાણી કોઇનર જાણેરે ભાઇ,
મારાપણું તો મુકી દઇને, સ્વયંમ દ્રષ્ટિ માણે. ।।જગસે।। ૨
પુલ બાંધુંગા પાર જાઉંગા, પ્રકૃતિકુ નહિ ગાંઠુગા ભાઇ,
સંસારમાં તો સરસો રહીને, હરસે ધ્યાન લગાવુંગા ।।જગસે।। ૩
છગન કહે છે ધ્યાન હમેરા, જ્ઞાની નર કોઇ જાણેરે ભાઇ,
ગુરૂ વચનની ગમ પડે તો, હરદમ રસ તે માણે. ।।જગસે।। ૪

## ભજન ૩૬. ( રાગ ઉપરનો )

વેદાન્ત તો કોઇ નર જાણો રે, સમજીને મત નવ તાણોજી ।।ટેક।।
વે નામ તો પરે બોલે છે, પરાની પાર કોઇ પરખોરે ભાઇ;
સુરતા એકાગ્રહ કરીને, નિશ્ચય કરીને નિરખો. ।।વેદાન્ત।। ૧

દાન તો ભાઇ ગુરૂ કરે છે, મેં ગુરૂકા ભીખારીરે ભાઇ;
ગુરૂને વસ્તુ જે કંઈ આપી, ભાવ કરીને સ્વીકારી. ॥વેદાન્તા॥ ૨
ત નામ તો તપાસી જોયું, બાહેર ભીતર માંહીરે ભાઇ;
ભાગ ત્યાગ તો જે કોઇ જાણે, ત્રીજું પદ મારો સાંઇ. ॥વેદાન્તા॥ ૩
એ ઘેર તો જે કોઈ જાવે, ખરી કમાણી લાવેરે ભાઇ;
પ્રેમીરે હોય તો પ્રેમરસ પીવે, આવાગમન મટી જાવે. ॥વેદાન્તા॥ ૪
છગન કહે છે ગુરૂ પરતાપે, વેદાન્ત જે નર પાવેરે ભાઇ;
સોહંગનું તો સમરણ કરતાં, હરખ ઉલટમાં ગાવે. ॥વેદાન્તા॥ ૫

## ભજન ૩૭. (રાગ. ચાલ સરક નીકળજા બારી. એ)

શુણો શુણોને મન મેરાભાઇ, તમે કરી લ્યોને શુભ કમાઇ;
તમે આવ્યા સુગલ શહેરમાંહી, હજુ સમજ્યા નથી કાંઈ. ॥ટેક॥
ભાત ભાતનાં ભોજનીયાં ભાવે, આડા મારગમાં નિત્ય દોડી જાવે;
સતસંગમાં કદી નહિ આવે, એતો નક્કી ચોરાશીમાં જાવે. ॥શુણો॥ ૧
વિષય વાસનામાં મનતારૂ મોહ્યું, ચીત પત્નિ સાથેરે પરોયું;
અલ્યા આંખ ઉઘાડી નવ જોયું, બધું હુંપદમાંતો ખોયું. ॥શુણો॥ ૨
બાગ બગીચા રૂડા બનાવ્યા, માંહી લીલા લત્તા પત્તા છાયા;
અંતકાળે કોઇ કામ ના આયા, એકરામ સમર સુખ પાયા. ॥શુણો॥૩
જમ ઝપાટો માથે વાગે, કોઇ જ્ઞાની પુરૂષ તો જાગે;
કાળચક્કર તેને નહિ લાગે, એ તો અશુદ્ધ કર્મોથી ભાગે. ॥શુણો ॥ ૪
સુદ્ધ શિખામણ લેજો સારી, ગુરૂ કેવળગીરની બલીહારી;
મને મારી છે જ્ઞાન કટારી, છગન મોક્ષની હાથ આવી બારી ॥શુણો॥૫

## ભજન ૩૮. ( રાગ ઉપરનો )

મને ગુરૂ શબ્દથી લહેર આવી, મારી સુરતા ગગને ધાઇ;
ત્યાં તો અમર પુરૂષને પાઇ, પ્રેમ પીયાલા ભરભર લાઈ. ॥ટેક॥

જબ પીયાલા અમને પીધા, જ્ઞાન મારગ ભાસ્યા સીધા;
અમે શબ્દ હૃદયમાં લીધા, દૃઢ આસન હમને કીધા. ॥મનો॥ ૧
સુદ્ધ સ્વરૂપ દેખ્યા સારા, એ તો અનાદી રૂપ છે મારા;
અતિ વરસ્યાનુર અપારા, ભાઇ જળકયા નવ લખ તારા. ॥મનો॥ ૨
ત્યાં તો વાજાં વાગે બહુ સારાં, ઘણાં ગગડે છે નગારાં;
ત્યાંતો મન મોહ્યાં છે મારાં, ભાઇ મટયાં અવિદ્યા અંધારાં. ॥મનો॥ ૩
મેં તો ઘટ પટ પરગટ પરખ્યો. નૂર નજરે નેણાંમાં નીરખ્યો;
હું તો વૃતિ નિરોધ કરી હરખ્યો, સાચાં મોતીતો હંસે ભરખ્યો—મને૪
અધિકારી તો એપદ પાવે, હદ છોડીને બેહદ જાવે;
છગન બેઠો હરિગુણ ગાવે, કેવળ કંચન નજરે આવે. ॥મનો॥ ૫

## ભજન ૩૯.

### ( રાગ ઉપરનો ).

હું તો ગુરૂના વશ થઇ છું, અવઘટ ઘાટે હું તો જઇ છું;
આપ અલખ નિરંજન થઇ છું, નેંણાંમાં નિરખીને રહી છું. ॥ટેક॥
જબ સુપન સુષુપતિ જાવે, જાગ્રતનું ભાન ભૂલાવે;
ત્યારે એ રસ્તો તો પાવે, કંઇ કથામાં એ નવ આવે. ॥હુંતો॥ ૧
એ તો શબ્દ લબ્દથી દુરા, ત્યાં જાવે કોઇ નર પુરા;
નવ પરખે એ તો અધુરા, થાવો જ્ઞાનમાં ચકચુરા. ॥હુંતો॥ ૨
જબ સંકલ્પ વિકલ્પ ભાગે, સૂદ્ધ સ્વરૂપમાં સુરતા લાગે;
અધિકારી તો એ પદ માગે, જયોત નિરંતરતો જાગે. ॥હુંતો॥ ૩
સુદ્ધ સ્વરૂપ તો ચૈતન્ય, એવું નિશ્ચે કરોને મન;
કરજોડી કહે છે છગન, કોઇ વરતો એરે વર્તન. ॥હુંતો॥ ૪

## ભજન ૪૦.

( રાગ ઉપરનો )

ગુરૂ જ્ઞાનની વાતો કહે છે, તારા દલમાં શબ્દ દે છે;
ગુરૂ દીપકની નાઈ, તું ચપલતા મેલ્ય મેરે ભાઈ. ॥ટેક॥
જ્યારે સંકલ્પ વિકલ્પ ભાગે, સુદ્ધ જ્ઞાનની ધુન્ય જાગે;
ત્યારે અહંતા મમતા ભાગે, તું ચપલતા મેલ્ય મેરે ભાઇ. ૧
અલ્યા વિકાર દ્રષ્ટિ છે તારી, જડે મોક્ષની કયાંથી બારી;
અલ્યા સમજ્યા વિનાની ખૂવારી, તું ચપલતા મેલ્ય મેરે ભાઇ. ૨
તું તો આડું અવળું બોલે, તારૂ વિષયમાં ચિતડું ડોલે;
ખરૂ જ્ઞાન ગુરૂ કેમ ખોલે, તું ચપલતા મેલ્ય મેરેભાઇ. ૩
ચાર દિવસનું સુખ આતો, દેહ છુટયા પછી દુઃખ ઘણુ પાતો;
ગુરૂ ભજનથી આનંદ આવતો, તું ચપલતા મેલ્ય મેરે ભાઇ. ૪
છગન તમે હૃદય કમળમાં પરખો, સતગુરૂજીનો શબ્દ નિરખો.
જેમ ચાલી રહ્યો આ ચરખો, તું ચપલતા મેલ્ય મેરે ભાઇ. ૫

## ભજન ૪૧.

( રાગ શાન્તીરે રખના. એ )

મન મેલું પ્રાણી ધુવો, તમારૂ ગુરૂનું જ્ઞાન રૂદે ધારો રે. ॥ટેક॥
સતનોરે સાબુ ધીરજ ધોકણું, બ્રહ્મજળ ભરીયું ભારીરે;
યુક્તિ કરીને કોઇનર ચેતો, અંતે પસ્તાશો નરનારીરે. ॥મન॥ ૧
અંતર ધોયું થયો ઉજાલો, અનુભવ લહેરો આઇરે;
સુરતા અમારી ગગનેરે ધાઇ, આનંદ રસ અતિ પાઇરે. ॥મન॥ ૨
આતમ દરસ્યો ચિત્ત મારો પરસ્યો અહાહા નૂર અતિ વરસ્યોરે;
કામ ધંધો મને કંઇ નવ સૂજે, તે વાતે હું તરસ્યોરે. ॥મન॥ ૩
ગુરૂ વિના જે જ્ઞાન કથે તે આ રસ્તો નહિ પાવેરે;

આ પાપંથી અંધ બન્યા છે, નક્કી ચોરાશી જાવેરે. ॥મના॥ ૪
સતગુરૂ સાને સમજ્યા શુરા, અવગુણ કાઢયા ખૂરારે;
છગન કહે છે સૂણો હરિજન, જ્ઞાનમાં થાજો પુરા રે. ॥મના॥ ૫

## ભજન ૪૨.

(રાગ ઉપરનો.)

અનુભવી આવો અંત બતાવો, આનંદ કયાંથી આવેરે. ॥ટેક॥
અંતઃકરણ તો કોને કહીએ, સ્ફૂરણુ કયાંથી ઉઠે રે;
કયાંથીરે ઉઠે કયાં એ જાવે, સમજાવો ભ્રમ મારો છુટે રે. અનુભવી ॥૧॥
ત્રણ ગુણની માયા કહે છે, કયાંથી તે ગુણ આવ્યારે;
કયાંથીરે આવ્યા, કયાં સમાંણા, કોની પડી આ છાયારે. અનુભવી ॥૨॥
શાસ્ત્ર કર્તા સોધ કરાવે, કરમ કાંડમાં કુટાવે રે;
મહા તત્ત્વનો ભેદ નવ જાણ્યો, ખરા બપોરે લુંટાવેરે. અનુભવી ॥૩॥
અનુભવ આવ્યા આનંદ છાયા, ઇંડ પીંડ ભેદ પાયારે;
આરંપારા માંહે અને બહાર, એક સ્વરૂપે વરતાયા રે. અનુભવી ॥૪॥
બ્રંહ્મદરશી ગુરૂજી ભેટયા, કેવળગીર મહારાજરે;
છગન કહે છે કળે ચઢીને, સારૂ મળ્યું છે સાજરે. અનુભવી ॥૫॥

## ભજન ૪૩. (રાગ ઉપરનો)

ધીરે ધીરે ચલના પગલાંરે ભરના, જુગતીથી તરવેણી જાનારે;
જુગતીથી તો ભાઇ મુક્તિરે થાશે, ગુરૂ શબદ પર વરનારે. ॥ટેક॥
અમૃત અમીરસ ત્યાં ઘણો ભરીયો, શાંન્તીના મેહુલાં વરસ્યારે;
સુગરા રે હોકર પ્રેમરસ પીશે, નુગરા પીયાસા જાસે રે. ધીરે. ॥૧॥
બંકતે નાળના કાંઠડે ભાઇ, ગીરીવરથી ધારા આવે રે;
જ્ઞાની ગુરૂ જેને સાચા મલ્યા હોય, બ્રંહ્મ દરિએ તે નાહવેરે, ધીરે. ॥૨॥
બ્રંહ્મ તે જળમાં જે કોઇ નહાવે, દેહ ઉપાધિ ભલે ભોગવે રે;

છતી દેહે તેને મૂક્ત સમજવો, સંસાર સાગરમાં નહિ આવેરે. ધીરે. ॥૩॥
સતગુરૂ જ્ઞાની કેવળગીર મળીયા, અખંડ આનંદમાં રોજ્યારે;
દોઇ કરજોડી દાસ છગન બોલ્યા, મારા અંતર પડદા ખોલ્યારે. ધીરે ॥૪॥

## ભજન ૪૪.

( રાગ ઉપરનો ).

શાન્તિરે રખના શબ્દ પકડના, સોહંગ સમરણ કરનારે;
કરણીની તો ભાઇ કાંમઠી ચઢાવો, કુડ કપટ દુર રખનારે. ॥ટેક॥
આસનવાળી બેસો હરિજન, ત્રીકુટીમાં ધ્યાન લગાવોરે;
મૂળ કમળથી પવન ઉલટયા, પવનમેં સૂરતા મિલાવોરે. શાન્તિ. ॥૧॥
ઇંગળા ને પીંગળા દોનું નદીયો, સુખમણા નીર તમે નહાવોરે;
રહય કમળમાં રંગ લગાવી, સુન્યના મારગ ધાવોરે. શાન્તિ. ॥૨॥
શુન્ય મંડળમાં સાહેબ બિરાજે, ચૌદસ વીજળી ચમકેરે;
ભપક ભપક માંહી જયોત ઝળકે છે, નૂર તણા નહિ પારરે. શાન્તિ. ॥૩॥
સતગુરૂ જ્ઞાની કેવળગીર મળીયા, અંતરની હાટડી ઉઘાડીરે,
દોઇ કર જોડી દાસ છગન ગાવે, સૌને તો શીષ નમાવીરે. શાન્તિ. ॥૪॥

## ભજન ૪૫.

( રાગ તને મલ્યો મનુષ અવતાર માન્ય કરીને. એ.)

હરિજન રહય કમળનીરે માંય આનંદ લે છે,
એવાં દેખી અનુપમ રૂપ મન તલપે છે;
એવા એકવીશ હજાર છસો જાપ બેઠો જપે છે,
એવા સોહંગ સોહંગ સંભાર........ ॥ ટેક ॥
શ્રોત્રિય સાચા સતગુરૂ મળીયાજી...થયો જ્ઞાન પરકાશ. હાં...હાં;
કોટી સુરજ મારે સાથે રે ઉગીઆ, થઇ રહ્યું ઝાકઝમાળ રહય વિષે.
હરિજન૦ ॥૧॥

મુળ મહેલથી ઓહંગ ઉપડે જી, આવે નાભીમાં નિરધાર હાં...;
નાભી કમળથી વેગ વધે છે રહયથી વૈખરીમાંય વાણી વદે છે. હરિજન ૨
ઓહંગ ઉપર ધ્યાન લગાવોજી, ઓહંગનો સોહંગ થાય હાં...
ઓહંગ તો ઉપાસક જાણો, સોહંગ પરમાનંદ કોઇ નર જાણો. હરિજન૩
એક અવિનાશી આતમાજી, સર્વે સ્થળે તું જાણ. હાં.....;
વાચ કાછ વશ રાખો છગન કૈવલ મુક્તિપાય વેદ વદે છે. હરિજન. ૪

## ભજન ૪૬.

( રાગ ઉપરનો )

એક શણો અનુભવ વાત ઓ મેરે યારો,
વાલો વસ્યા છે ઘટમાંય પ્રિતમ પ્યારો.
તેને ઓપ કરીને ખોળ્ય સફળ જન્મારો,
તારૂ આવાગમન મટી જાય હાં...હાં. ॥ટેક.॥
મનુષ્ય દેહ છે રતન પદાર્થ જી, એળે મત ગુમાવ હાં...હાં,
મનુષ્યા દેહનું મહાતત્વ જાણો, બ્રહ્મ સ્વરૂપ હો જાય–ઓ મેરે યારો. ૧
ઘટપટ પ્રગટ રમી રહ્યો છે જી, એ તો આત્મારામ હાં...હાં,
સૌનો સાક્ષી ચિદ્દઘન પોતે, વાલો વસ્યો પંડમાંય. ઓ મેરે યારો. ૨
રાગ દ્વેષ તો દુર કરી લે જી, શીલ સંતોષ અંગ ધાર—હાં હાં.
તારા સ્વરૂપનું ભાન થશે ભાઇ દેખાશે બ્રહ્મવિલાસ. ઓ મેરે યારો. ૩
જ્ઞાની ગુરૂના શરણે જાજે જી, બતાવે તેનો મર્મ, હાં...હાં.
છગન ઉપાધિ મતકર ભાઈ પોતે છે બ્રહ્મ સ્વરૂપ. ઓ મેરે યારો, ૪

## ભજન ૪૭.

( રાગ ઉપરનો. )

તું સાંભળ સાંભળ એક વાત ગુરૂ શું કહે છે,
તારા હેત તણો ઉપકાર વચન વદે છે.

તેથી હેત કરીને હૈડે ધાર શીદ ફરે છે,

માટે ગુરૂ ગુરૂ પોકાર...હાં. હાં. ।।ટેક.।।

ગુરૂને ગોવિંદ એક સ્વરૂપે જી, ગુરૂ ગોવિંદ ઓળખાવે હાં...હાં.
મુરખ હોય તે મર્મ ન જાણે, ભટકે ચારે ખાણુ લક્ષ ચોરાશી. તું ।।૧।।

જ્ઞાની હોય તે જ્ઞાન વિચારો જી, ધ્યાની હોય તે ધ્યાન હાં...હાં.
જીવ બ્રંહ્મની એકતારે કરો, મટી જાય સઘળા મેલ અંતઃકરણના. તું. ।।૨।।

વિષય સબંધ પ્રિયોજન જી અધિકારીરે કહેવાય. હાં...હાં.
અધિકારીની ગમ પડી જેને, ઉતરી ગયો આરંપાર જ્ઞાનગંગામાં. તું ।।૩।।

સતગુરૂ મળીયા પડદારે ખોલ્યા જી, પ્રત્યક્ષ કીધો પ્રમાણુ હાં...હાં.
છગન ઝઘડા છોડદેરે ભાઇ, હરદમ ધરજે ધ્યાન ગુરૂ મુર્તિનું. તું ।।૪।।

### ભજન ૪૮.

( રાગ ઉપરનો. )

ગુરૂ શબ્દથી જ્ઞાન સ્વરૂપ મેં ભાળ્યું,

મારૂ જન્મ મરણનું બીજ બ્રહ્મ અગ્ની બાળ્યું.

મારી સુરતા થઈ છે એક તાર....હાં. હાં. ।।ટેક.।।

સીધારે સેરડે સુરતા ચાલીજી, ચાલી અગમ ઘરમાંય. હાં. હા.
વિધવિધનાં તો વાજાં વાગે છે, ઘણો થયો ઘમઘોર વીજળી ચમકે ગુરૂ ૧

દશ પ્રકારનાં વાજાં વાગેજી, શંખ ઘડિયાળ મૃદંગ હાં. ...હાં.
નોબત નગારાં નિશાન ફરકે ગગનમંડળની માંય મેઘનાદ ગાજે. ગુરૂ ।।૨।।

નિશાન નગારાં બંધ હુવાંજી, ભાઈ જીણો વાગે છે એક ઘોર. હાં. હાં.
કદળીરે વનમાં મોર બોલત હે, એવો શુણ્યો મેં શોર ઉંડો વાગે. ગુરૂ ૩

સુર્ય સરિખા સનમુખ દેખ્યાજી, મેં તો મારો દેદાર....હાં. હા.
છગન ગુરૂ તને સાચા મળ્યા છે કેવળગીર મહારાજ ઉપદેશ આપ્યો. ગુરૂ ૪

### ભજન ૪૯.

( રાગ ઉપરનો. )

સતધર્મ સમજાવો જ્ઞાની લાગુ તમોને પાય.

દ્રષ્ટિ પદાર્થ ભાસી રહ્યાં છે ક્યારે વિનાશ થાય સાન બતાવો,
એક શુદ્ધ સ્વરૂપ સમજાય હાં. હાં. ॥ટેક.॥
વિધવિધરૂપે માયા દેખો, મનથી સમજો ધુળ.
આવરણનું આ અંગ ખોળીને, નિશ્ચય કરો તેનું મૂળ. સમજણ આવે.
એક શુદ્ધ સ્વરૂપ સમજાય...હાં. હાં. (૧)
મુળ જોવા જે જન જાવે ખોવાઇ જાશે સ્થુળ,
અંતરમાંથી આનંદ આવે, જ્ઞાનનું વધે પૂર નૂર દર્શાવે.
એક શુદ્ધ સ્વરૂપ સમજાય હાં. હાં.
નિરાકારી એ નૂરને નિરખો, જ્ઞાન થશે ભરપુર.
નૈણાં આગળ રમી રહ્યું છે સમજી લ્યો કોઇ સુર ભકિતભાવે,
એક શુદ્ધ સ્વરૂપ સમજાય. હાં. હાં. (૩)
જ્ઞાન કરીને ગોતી લેજો થશે ઘણો આનંદ;
વાણી વેદ તો ફૂરણા જાણો આપ ચિદાનંદરૂપ છગન ગાવે,
એક શુદ્ધ સ્વરૂપ સમજાય. હાં. હાં. (૪)

## ભજન ૫૦

( રાગ—કાફી ધીરાના પદનો )

સમજુ હોય તે સમજે રે, હદની તો હદ પારા.
અખંડ જ્યોતિ ઝળકે રે, તે તો દેશ હે સારા. ॥ ટેક ॥
અંતકરણ તો સબકો કહે, હૃદયમાં દીખલાવે;
અનુભવ આંખ ઉઘડે તો, અંતપુરમાં દરસાવે;
એવા શીધા શેરડે ચાલો રે મુર્ધનિસ્થાને કોઇ તો મહાલો. સમજુ૦ ॥૧॥
સ્વર્ગ સરિખુ રૂપ ભાસે છે, અનહદ વાગે અપાર
ખેપ કરીને ખોળી લેજો, મનુષ્ય મળીયો અવતાર,

વૃથા ન ગુમાવો રે. આવો નહિ મળશે લ્હાવો. સમજુ૦ ॥૨॥
અદ્વૈત અવિનાશી આતમા અજર બ્રહ્મ તણો ઝળકાર
વિષયથી અળગો રહેજે સુરતા થાશે એક તાર;
સમજણ ત્યારે પડશેરે વસ્તુ અમુલ્ય તને જડશે. સમજુ૦ ॥૩॥
જીણો મારગ જીણી કુંચી અનુભવ તણી એ વાટ,
છગન કહે કરજોડ કે ગુરૂએ ખોલ્યાં છે કપાટ;
એવાં અમૃત બુંદ વરસ્યાં રે ગીરીવરથી છુટી ધારા સમજુ૦ ॥૪॥

## ભજન ૫૧.

( રાગ—ઉપરનો )

જ્ઞાન ખુવારીમેં ખેલો રે અવિદ્યા સંગ મેલો રે,
અમર વસ્તુ પાવો રે ગુરૂ ઘેર તમે જાઓ. ॥ ટેક ॥
સંત પુરૂષોનો સંગજ કરજે અજ્ઞાનથી રહેજે દુર,
દષ્ટિ પદારથ વિનાશ થાશે જેવું આકડાનું તુર;
બ્રહ્મજ્ઞાન સોધો રે શીદ ફેંદો છો તમે ધુળ. જ્ઞાન૦ ॥૧॥
સુખ સજ્યાપર સોહીજન બેસે પુરા અનુભવી હોય,
સુદ્ધ ચિદાનંદ સ્વયંમ પરકાશ છે એવું સમજો વીરા કોઇ;
આતમ પદ પરખો રે, પરખે તો અતિ સુખ હોય જ્ઞાન૦ ॥૨॥
જ્ઞાની જ્ઞાન વિચારજો રે, ખરો રચ્યો છે આ ખેલ,
સુખ માટે તું નેમ ધરાવે એ તો પાખંડ મેલ;
સુખ સરવે પાવેરે વૃત્તિ એકાગ્રહ લાવે. જ્ઞાન૦ ॥૩॥
બ્રહ્મનિષ્ટ સદ્દગુરૂ મળ્યા છે કેવળગીર મહારાજ,
છગનને સાન બતાવી છે સુધર્યું તેનું કાજ;
મોંજો સરવે માણીરે સુરતા સખી થઇ છે સ્યાણી. જ્ઞાન૦ ॥૪॥

## ભજન પર.

( રાગ—ઉપરનો )

અવિદ્યા પડદા તુટયારે મટયા ભાઇ સરવે ફંદા,
જ્ઞાની નર સમજ્યા રે, મૂરખ નવ સમજ્યા અંધા. ॥ ટેક ॥
કરમ ધરમને આચરણુ મેલ્યાં શાસ્ત્ર પુરાણુને વેદ,
અલખરૂપ નયણે નિરખ્યાં એ તો જ્ઞાન અભેદ;
ઝળહળ જ્યોતિ જાગીરે, ઝીણી નોબત ત્યાં તો વાગી. અવિદ્યા૦ ॥૧॥
અદ્વૈતરૂપે મારો વહાલો વસ્યા છે સરવે સૃષ્ટિ માંય,
જ્ઞાની નર ખોળીરે લેજો સરવે સ્થળે તેની છાંય;
આરંપાર ભાસ્યો રે છેલછબીલો મારો શ્યામ. અવિદ્યા૦ ॥૨॥
સંત પુરૂષની સહાયતા મળી છે આવી પ્રેમની લહેર,
વૈકુંઠની વાસના તુટી ગઇ છે પદવી પામ્યો રૂડી પેર;
સુન્યમાં સોબત કીધીરે સુરતા જેની પહોંચી છે ઘેર. અવિદ્યા૦ ॥૩॥
મોક્ષ પદારથ ભંડાર ભર્યા છે ખરચ્યા નવ ખુટાય,
અખુટ નાણું આતમરામનું લુટયું નવ લુટાય;
છગન કહે છે સાચું રે, સમજેલા નર નવ રે કુટાય. અવિદ્યા ॥૪॥

## ભજન ૫૩.

( રાગ—ઉપરનો. )

અનુભવ અજવાળાં આવ્યાં રે, દેહોમાં તો પ્રગટયા દીવા;
અલખ ઘર પાયારે સુખ પામ્યા મરજીવા. ॥ ટેક ॥
સુખની ઘેનજ સુન્યથી પ્રગટી વાણીથી નવ કહેવાય,
દ્રષ્ટિ માંહી સૃષ્ટિ ભાસે છે એ તો વિનાશ થાય;
પ્રબલ જ્ઞાન પાવો રે સમજો વીરા હૃદય માંય. અનુભવ૦ ॥૧॥
લક્ષમાં અલક્ષ કરજો ધરજો નિરંતર ધ્યાન,

જ્ઞાનથી વિજ્ઞાન પાવો એ છે આતમ જ્ઞાન.
ભાન તુને થાશે રે ગુરૂઓની માનો સાન. અનુભવ ॥ ૨ ॥
દ્રષ્ટિ અગોચર રૂપચિદાનંદ એતો સુંદીર સ્યામ,
છલબલ સ્વામી પ્રેમથી પીધો હૈડે રાખી હામ;
કારજ મારૂં સુધર્યું રે પાયા સખી નિજ ધામ. અનુભવ ॥ ૩ ॥
ખબર વાળાને ખાવું ન ભાવે સમજુ પાવે સાન,
કહે છગન કરજોડકે નથી જોઇતું માન
ધ્યાન ધણીનું ધરજ્યોરે અવિદ્યાનું ભુલજો ભાન. અનુભવ ॥ ૪ ॥

## ભજન ૫૪.

( રાગ. મંગળ. )

જીવડા જોઇ જોઈ ચાલ, આફત તુજપર આકરી;
ક્ષણે ક્ષણે લેજે સોહંગનું નામ, કરો ગુરૂની ચાકરી. ટેક.
ગુરૂ દેશે જ્ઞાન કેરૂં ખડગ, કામ ક્રોધને તુ મારજે
અસલ પરમ પદ જેહ, તેને તુ નિહાળ જે. જીવડા૦ ૧
સુખ ખોળે છે આ જગતનું, ભૂલ્યો તુતો દેશડો;
જજે કોઇ સંતની પાસ, બતાવે તને શેરડો. જીવડા૦ ૨
સંત કલ્પવૃક્ષ જાણુ, શીતલ જેની છાંય છે;
સાકર સમાન સ્વાદ, ગળપણુ તેના માંય છે. જીવડા૦ ૩
કહે છગન મંગળનો સાર, સીરગુણુ નિરગુણુ એક છે;
ગુરૂજી ઉતારે ભવપાર, સાચીરે જેને ટેક છે. જીવડા૦ ૪

## ભજન ૫૫.

( રાગ—ઉપરનો. )

આવો સખી આજ, શુન્ય મંડળે આપણુ ખેલીયે;
વિષય વિશ્વ કેરો સંગ પડો આજ મેલીયે. ॥ ટેક ॥

પીયુજી પોઢયા તારી પાસ. ખોળે તુતો ભૂલથી;
સ્વરૂપ તેજ તેજનો અંબાર, કશી ત્યાં તો નુન્ય નથી. આવો૦ ॥૧॥

વાગેરે નગારાંની ઠોર, વાલાફેરી ડેરિયે;
ખોલોરે ત્રિકુટી દ્વાર, અગમ ગઢ ઘેરીયે. આવો૦ ॥૨॥

જપોરે અજંપાનો જાપ, સોહંગનું સમરણ કરો;
દમદોર ચાલે છે જેહ, તેના પર ધ્યાન ધરો. આવો૦ ॥૩॥

છગન કહેરે સાંભળ મન, કહું છું વાત ખરી;
ગુરૂ પર રાખજો ભાવ, તેથી ભાઇ જશો તરી. આવો૦ ॥૪॥

## ભજન ૫૬.

( રાગ—વારૂ મારા વીરારે સંગ ન કરોએ નીચનોરે. )

સંગતોરે કરીએરે સતગુરૂ દેવનીરે જી,
તેથી થશે હિત તણોરે ઉપકાર. ॥ ટેક ॥

બ્રંહ્મનું સ્વરૂપરે ગુરૂજીએ ઓળખાવીયુરે જી,
બ્રંહ્મ જ્ઞાનથી અંગે પ્રગટયોરે વૈરાગ. સંગતોરે૦ ॥ ૨ ॥

ઇંગલા ને પીંગલારે નદીયો દોનું ચાલતીરે જી,
સુખમણાનો ગુરૂએ કરાવેલો ભાન. સંગતોરે૦ ॥ ૩ ॥

લગનીયો લાગીરે ગુરૂના શબ્દનીરે જી,
શબ્દે થયો સ્વરૂપ તણોરે સંગ. સંગતોરે૦ ॥ ૩ ॥

શુદ્ધ સ્વરૂપેરે વહાલો ઘટોઘટ રમેરે જી;
ઓળખે કોઇ જ્ઞાની ધ્યાનીરે સંગ હોય. સંગતોરે૦ ॥ ૪ ॥

ગુરૂના પરતાપેરે દાસ છગન બોલીયારે જી,
ઘટમાં ઓળખ્યા ગુરૂજીને નિરધાર. સંગતોરે૦ ॥ ૫ ॥

## ભજન ૫૭.

(રાગ ઉપરનો.)

વહેલડીયો સણુગારીરે ગુરૂ કેરા દેશમાં રે જી;
મારે કરવાં ગુરૂજી કેરાં રે દરશન. ॥ ટેક ॥
સુરતારે આવો રે સોહાગણુ સુંદરી રે જી;
આપણ જઇએ ગુરૂજી કેરારે દેશ. વહેલડીયો૦ ॥ ૧ ॥
પુરા વિશ્વાસની રે જોડી વહેલડીરે જી;
ધોરી જોડયા વિવેક વૈરાગ બેઉ રે. વહેલડીયો૦ ॥ ૨ ॥
મધરી રાતની વહેલડી હાંકીયાં રે જી;
ગઇ છે મારે સુન્ય શિખર ગઢ માંયરે. વહેલડીયો૦ ॥ ૩ ॥
સોહંગ સરીખાંરે દેખ્યાં દેવનાં મુખડાં રે જી;
અંગે કફની દીપે છે ભગવો દરવેશ રે. વહેલડીયો૦ ॥ ૪ ॥
ગુરૂજીના દેશરે અતિ આનંદ ઉલટયો રે જી;
પ્રેમી પુરૂપ પ્રેમ કરીને પીએજ રે. વહેલડીયો૦ ॥ ૫ ॥
ગુરૂના પરતાપેરે દાશ છગન બોલીયા રે જી;
ગુરૂ દેશ જોને વાલા વીરલા કોઈક રે. હેલડીયો૦ ॥ ૬ ॥

## ભજન ૫૮

( રાગ. પ્રેમના ભલકે લઢીયે રે હો જી એ. )

સાંભળ સુરતા બેની રે, તમે પેઉવશ થાઓરે હોજી. ટેક.
આરે સંસારીયાંનાં માનવી. તેનાથી નવ કરીએ યારી રે હોજી.
મૈયરીયામાં પ્રીત કરો શીદ થાઓ વ્યભિચારી રે હોજી સાંભળ૦
પેઉના વિમુખે તમે રહેશો, લાજો વધે નવ લગાર રે હોજી;
કુંવારે કલંગ તમને લાગશે, વેદ હાકલો વગાડે રે હોજી. સાંભળ૦
વિવેક કહે છે સુરતા બેની, તમે મારૂં કીધું માનો રે હોજી;

સાસરવાસો કરૂ તમને પ્રેમથી, પ્રીત પેઉ સાથે બાંધોરે હોજી. સાંભળ૦
અલ્પ આભુશણ મેલજ્યો, સુદ્ધ સાડી રે ઓઢો રે હોજી;
નિર્મળ સ્વભાવથી બોલજ્યો, પેઉ પાસે જઇ પોઢો રે હોજી, સાંભળ૦
સાસરીઆનું સુખ જ્યારે ભોગવો દુઃખડાં રહેશે દુર રે હોજી;
અધિકારીએ એ પદ ઓળખ્યું, પ્રેમ ચઢયો ભરપુરરે હોજી. સાંભળ૦
દોઇ કર જોડીને છગન ગાવે સુરતા આકાશે મહાલેરે હોજી;
રસીયા સંગાથે રંગે રમે, એક એકના મન ભાવે રે હોજી સાંભળ૦

## ભજન ૫૯.

(રાગ ઉપરનો)

સાંભળ ભાઇ મન મારા ગુરૂનાં વચન સંભાળો રે હોજી; ॥ ટેક ॥
મિથ્યારે સુખ તમે મેલજ્યો, જ્ઞાન મારગમાં ખેલોરે હોજી;
પલમાં પરભાત થઈ જશે, અવસર આવ્યો આ છેલ્લોરે હોજી. સાંભળ૦
ગર્ભવાસમાં અરજી કીધી, જઠરા અગ્નિમાં બળતાં રે હોજી;
પાખંડમાં પલટાઇ ગયો વિષય સુખડાંમાં ફરતાં રે હોજી. સાંભળ૦
જુવાની તો તારી જતી રહેશે, કાયા થર થર ધ્રુજે રે હોજી;
ઘડપણમાં તો દુઃખ ઘણું આંખે કાંઇ નવ સુજે રે હોજી. સાંભળ૦
સંત પુરૂષની આજ્ઞા, હજુ માનો તો સારૂ રે હોજી;
ભટકેલો જીવડો સુખી થશે, માનો કીધું અમારૂ રે હોજી. સાંભળ૦
સતીયારે સતસંગ હોરજો, પાવો મોક્ષનો આરો રે હોજી,
નુગરો ઉપાધી ઘણી કરે, એતો નરકમાં ઠરનારો રે હોજી. સાંભળ૦
દોઇ કરજોડીને બોલીયો, કેવળગીરજીનો બાળ રે હોજી;
છગન સંભાળીને ચાલજો, અંતે સર્વેનો કાળ રે હોજી. સાંભળ૦

## ભજન ૬૦.

(રાગ મોરારદાસના પદનો.)

કુડાં રે કળજુગ કેરાં લોક વાતો નહિ માને રે;
એતો અંતે કરે સતની ભેદ, કબુદ્ધિમાં દેશે કાનરે. ॥ ટેક ॥
સ્વાર્થથી કરો રે ગુરૂજીની સેવ, બ્રહ્મ રૂપ તમે જોવા રે;
સમસ્યામાં સમજ્યા નહિ વીર ક્યાંથી મળે મોક્ષ મેવારે. કુંડાંરે ॥૧॥
છોડયો નહિ રે અવિદ્યાનો સંગ, ઉપદેશ તમે શીદ લીધો રે;
સમજો તમે તમારી રે ભૂલ, મારગ ભાસે સીધોરે. કુડારે૦ ॥૨॥
મન તારૂ કરે છે ઉચાટ, સંકલ્પ વિકલ્પ કરતું રે;
નહિ મળે રે સત જ્ઞાન, એતો નથી સંભવતું રે. કુડાંરે૦ ॥૩॥
છગન સમજો સુદ્ધ જ્ઞાન, માયાના શીદ થાઓ લોભીરે;
સુરતા રાખો ગુરૂ ચરણુમાંય, અમરતના થાઓ ભોગીરે કુંડાંરે૦ ॥૪॥

## ભજન ૬૧

રાગ જે પદ પામીયા નીરવાણુ એ.

સંતોની સાન પાયો, દલ થયાં પાવન હર હર;
ત્રીગુણી માયાનું ભાન મેલો મારા વીરજી. ॥ ટેક ॥
ત્રીગુણી માયાનો વિસ્તાર કીજ્યે નિરધાર હર હર;
વિસ્તારથી વિચારી લેજો, ટળે અભિમાનજી સંતોની૦ ॥૧॥
એકમાંથી ત્રણ થયાં ત્રણુમાંથી પાંચ હર હર;
પાંચના પચીસ ઉપાસ્યાં એતાલીસનું સ્થુળજી. સંતોની૦ ॥૨॥
એતાલીસને બાદ કરો, પચીસ તો પસાર, હર હર
પાંચને પડતાં રે મુકો, ત્રણુને તું ટાળ્યજી. સંતોની૦ ॥૩॥
ગણ્યાં તત્વ બાદ કરોયાં ભાસ્યો આતમ એક હર હર;
જ્ઞાની તો જ્ઞાનમાં મસ્ત, તોડે નહિ એ ટેકજી. સંતોની૦ ॥૪॥

બ્રહ્મવેત્તા ગુરૂ પાયો, પુર્વનો પરતાપ હર હર;
દોઇ કર જોડી છગન ગાવે, ત્રિવિધી ટળીઓ તાપજી. સંતોની ॥૫॥

## ભજન ૬૨.

(રાગ તેરીયાદી હરદમ દમ આયા કરે એ.)

જીંદગી જોડે મરાય તેનો ખ્યાલ કરો;
ધુળધાણી થાય છે અવતાર તારો. ॥ ટેક ॥
હતો નિશ્પાપી અને થયો હાથે કરીને પાપી,
પાપી થએ પુરૂ નહિ થાય તે ટાંપાં ખાલી ખાય;
ટાંપાં પડતાં આજે તમે ફુલ કરો, જીંદગી૦ ॥૧॥
ખોળ્યું કંઇ જડયું નહિ અને જીંદગી વૃથા જાય,
ઉચાટ કરે વળે નહિ અને અભ્યાસ રાખો મનમાંય;
અભ્યાસ કરીને તેનું મનન કરો. જીંદગી૦ ॥૨॥
ફરવાનું થોડું હતું અને ફરીયો અપરંપાર,
રણ ફર્યો ચોરાશી તણું અને ફેરા ખાય ગમાર;
પત્થર પડયા તો પેટે માતાજી તણા. જીંદગી૦ ॥૩॥
ખોટું લાગે તો લગાડશો નહિ રહેજો આનંદમાંય,
સર્વમાં પ્રવીણ રહી અને લેજો સતગુરૂની છાંય;
મનમાં સમજી સમજીને સંસાર ખેલો. જીંદગી૦ ॥૪॥
જગતમાં અધર્મ ચાલી રહ્યો જો મળી સતગુરૂની છાંય,
આનંદ ઉભરા આવીયા વસ્તુ મળી ઘટ માંય;
મન વશ કરીને ભજન કરો. જીંદગી૦ ॥૫॥
ક્ષણ ભંગુર કલ્પ વૃક્ષ છે જેમ સરોવર કેરૂં બુંદ,
સોબત મળી સુખીયાં તણિ અન્યાય ચાલ્યો ખુબ,
મહેનત વૃથા જાય જરા ધ્યાન ધરો. જીંદગી૦ ॥૬॥

સમજીને સમતા રાખજો ન કરો મતામતનું કામ,
ધંધો કરતાં નિરવૃતીમાં આવજો નથી બેસતું કંઈ કામ;
છગન જીંદગી તણો તો ઉપાય કરો. જીંદગી૦ ॥૭॥

ભાવાર્થ—આ ભજન જીંદગીના સુધારા માટે છે. માટે સદ્‌ગુરૂની પાસે જઇને જન્મમરણનો ફેરો ટાળો અને અવિદ્યા અજ્ઞાનનું મુળ બાળો અને સદગુરૂના વચન પર વિશ્વાસ રાખો.

## પ્રકર્તિ અને હંસાનો સંવાદ

### ભજન ૬૩

(રાગ ભર્તુહરીનો.)

પ્રકર્તિ—અંતઃકરણથી વૃતિ ઉપડી, રૂડો અભ્યાસ ખેંચાયજી.
સુખરે ઘણું છે આ જગતમાં, રહો મુજને જાળવીનેજી;
સંન્યાસ તજોરે હંસા માળવી ॥ટેક॥
હંસા—ઈંડજ ઉદભીજ સ્વેદ ત્રણ ખાણ છે તેમાં નથી આપને ભાનજી.
પશુરે યોનિમાં જઇ અવતરશો ન હોય સાન લગારજી;
તમેરે ફસાયો મને તારા સંગમાં. ॥૧॥
પ્રકર્તિ—સાત માળની હવેલીઓ રૂડી હીંચોળા ખાટજી;
તેમાંરે રહીને અભ્યાસ કરો નહિ મળે માયા ફરીનેજી. સં૦ ૨
હંસો—અનાદિની નિદ્રા મને હતી જાગ્રત થયો છું આ વારજી;
આરે દેહેરે કલ્યાણ કરૂ વિષય વળગે નહિ અંગજી. તમેરે૦ ॥૩॥
પ્રકૃર્તિ—માયારે મુજમાં દ્રઢ થઇ જેમ સરોવરમાં બુંદજી,
સુખરે નથી બીજા સ્થાનમાં હંસા શીદને અથડાવોજી. સંન્યાસ ॥૪॥
હંસો—જરાયુજમાં મુજને ભાન છે ઉત્તમ મનુષ્ય અવતારજી,
વૃથારે ગુમાવે કોઇ બાયલા નથી કોઇને બંધનજી. તમેરે ॥૫॥
પ્રકૃર્તિ—પ્રકૃર્તિમાં નથી દુઃખડાં હંસા શીદને દુભાવોજી,

માયાનું રૂપરે જુઓ તમે રહો મુજને વળગીજી. સંન્યાસ ॥૬॥
હંસો—મનુષ્ય અવતાર હિંદુસ્તાનમાં ભલો ભરતખંડ દેશજી,
હજારો હીરાથી ઉત્તમ છે ચાહે સ્વર્ગના દેવજી. તમેરે ॥૭॥
પ્રકૃતિ—પ્રીત કીધી હતી હંસા તમે તોડી નાખી પલમાંયજી,
આવુંરે જાણ્યું હોત જો અમે ફસાત નહિ તુજ સાથજી. સંન્યાસ ॥૮॥
હંસો—ખરીરે ખબરો દરબારે થશે પાકાં રજીસ્ટર ત્યાં થાયજી,
નથીરે કર્યું કાંઇ પુરૂષાર્થ જગે જીવ્યો જખ મારવાજી, તમેરે ॥૯॥
છગન—મોંઘોરે મનુષ્ય અવતાર હતો ડહાપણ ડોળ્યું બધા દેશજી,
ગુરૂએ મનેરે ચેતાવીયો કેવળગીર મહારાજજી.
નહિરે ફસાઉં માયા તારી જાળમાં. ॥૧૦॥

## ભજન ૬૪.

( રાગ. પ્રભુ છોરે સુખકારક સહુના. એ. )

થયા છોરે તમે ભુલ ભરેલા બુદ્ધિના હીણારે. ॥ટેક.॥
સજ્જન માણસનો સંગ નવ કર્યો, પ્રાણી પ્રભુથી નવ રાખી પ્રીત,
ભાઇ પીંડજ પડશે, નાડીરે તુટશે. આયુષ્ય ખુટશે, ચોરજ લુટશે,
પછી પોકારો રામ તમારૂ સરશે નહિ કંઇ કામ. થયા છોરે ॥૧॥
મનુષ્ય દેહનું ભાન નવ રાખ્યું પ્રાણી, અજ્ઞાનીની રાખી રીત,
ભાઇ દુઃખજ પડશે કર્યાં કર્મ નડશે લોક હાંસી કરશે અપજશ મળશે,
પછી પોકારો રામ તમારૂ સરશે નહિ કંઇ કામ. થયા છોરે ॥૨॥
ગુરૂ વચનની ગમ કરી લે પ્રાણી, જગત બધું જીત,
ભાઈ આવાગમન ટળશે વિઘ્ન નહિ નડશે સાચીવસ્તુજડશે, દિગવિજયકરશે,
ત્યારે પોકારો રામ તમારૂં સુધરે સર્વે કામ. થયા છોરે ॥૩॥
છગન સાન સમજ ગુરૂની, રાખો રૂડી રીત.
ભાઇ ગુરૂ જ્ઞાનીની રીત અગમની કંઇ વાત ધ્યાનીની કંઈ સાનભાનીની
ત્યારે પોકારો રામ તમારૂ સુધરે સર્વે કામ. થયા છોરે ॥૪॥

## ભજન ૬૫.

(કવીત.)

છત્ર ધરો શીરપર ગુરૂનું, જ્ઞાન તો સહેજે તો થશે,
મગન થશે મન આપનું, પાપ તમારો તો જશે.
ગગન મંડળ ભાશી રહ્યો એવો આતમ દેખશો,
પ્રેમ સદા તો એવો રહે, વાણી અનુપમ પેખશો.
પુરણ પાસ વસ્તુ તો રહી, અનુભવ કરીને ખોળજે,
છગન સાન પકડ ગુરૂની, મીથ્યા દરિયો નવ ડોહળજે.

ભાવાર્થ—આ કવિતમાં કર્તાનું નામ છે અને તેના પછીથી ભજન (૬૬) રાગ મનહર છંદ છે તેમાં જ્ઞાનકર્તાનું નામ છે,

## ભજન ૬૬.

(મનહર છંદ.)

મને જ્ઞાન દીયો અજ્ઞાન નસાયો, સાધન સરવે સહેજેરે પાયો. ।।ટેક.।।

નેમ રાખી ગુરૂજીને સેવો, મળશે અમૃત મોક્ષરે મેવો,
સતગુરૂનો સ્પર્શ થાતાં, પાપ તજી સતકર્મને લેવો. ।।૧।।

રત્ન પદાર્થ મનુષ્ય દેહી, સમજો વીરાઓ મારારે કોઇ,
જુવાનીમાં ભાઇ સમજીરે લેજો, સફળ મનખો તમારોરે હોઇ. ।।૨।।

ગીર પડે આ કાયા તમારી, પાછળથી તમો પસ્તાશો,
રૈવંત ચડતા ચાલ્યારે ગયા, તમો પણ તે રસ્તેરે જાશો. ।।૩।।

જ્ઞાનગુરૂ મુખથીરે લેજો, જન્મ મરણની ટાળોરે ફાંસી.
નમ્ર સ્વભાવ તારોરે કરજે, નવ કરતો તું કોઇનીરે હાંસી ।।૪।।

કમાઇ કરીને પુરૂષાર્થ કરજે, ધ્યાન પ્રભુનો નિત્યરે ધરજે,
રેલમછેલ રહે ઉર ભીતર, એવો તે કર્મ શરીરથી કરજે ॥૫॥

લુબ્ધ ભયો હું તો માયા કે ભિતર, જ્ઞાન આપી ગુરૂ દેવે ચેતાવ્યો,
છેલપણામાં વૃત્તિ છકેલી, સમજણ પડતાં નિજ ઘેર આવ્યો ॥૬॥

લાઇનધારા તમો જોજોરે ભાઇ, જ્ઞાન કર્તાનું નામ છે સોઇ,
દોઇ કરજોડી છગન દાસ ગાવે, ભ્રાંતિ મટી મને શાંતિરે હોઇ ॥૭॥

ભજન સંગ્રહ સમાપ્ત.

હરી ૐ શાન્તો, શાંન્તી. શાંન્તી.





## તત્સત્ પરમાત્માને નમઃ

# ગજલ સંગ્રહ.

### ગજલ. (૧).

મુજે પર ગુરૂકી મહેરબાની, અનુભવ બાત જાણી હૈ. ॥ટેક॥
આળસકુ છોડ દે બંદા, શબ્દકું ખોજકર ગંડા;
ભ્રાન્તિકા ફોડ દે હંડા, નિશ્ચયકા હાથ લે ડંડા. મુજે. ॥૧॥
વેદાન્તકા પકડ લે પલ્લા, દુજા તું છોડ દે બલ્લા;
મતાંન્તર છોડ દે હલ્લા, ગુરૂકા દેશ હે ભલ્લા. મુજે. ॥૨॥
સનાતન છોડ દીયા મારગ, મુરખતા કેટલી પાગલ;
બોલો છો મોટાં તો બઇંગલ, સમજ્યા નહિ ધ્યાન દઇ પીંગલ. મુજે ॥૩॥
કરજોડ કે કહેતા હે છગન, દેખલો માયાકા ટેખલ;
બતૌ કોઇ ન્યાયતો અદલ, દેખાશે રૂપતો નિશ્ચલ. મુજે. ॥૪॥

## ગજલ (૨).

ગુરૂકી મહિમા અતિ સારી, નિરખલે ગુરૂઘર જાઇ. ાાટેકાા
ચઢી હૈ લહેર અનુભવકી, છુટી રહય ગ્રંથી મનકી;
સુરતા આકાશકો ચાલી, ખબર ભૂલા હું આ તનકી. ગુરૂકી. ાા૧ાા
દેખા ચંદા સુરજ તારા, હુવા બીજલીકા ચમકારા;
અનહદ લગે બહુ પ્યારા, બરસે હૈ નુર અપારા. ગુરૂકી. ાા૨ાા
આવાગમન છુટ જાય ફેરી, ગગન ઘર પકડલે શેરી;
દેખાશે અનુપમ ડેરી, મિલે ત્યાં જોડય તો તેરી. ગુરૂકી. ાા૩ાા
કરજોડકે કહેતા હૈ છગન, ગલી ગયો જ્ઞાનકી અંદર;
દેખાહૈ રૂપ તો સુંદર, જપાહૈ અદ્વૈત તો મંતર. ગુરૂકી. ાા૪ાા

## ગજલ. (૩).

મુમુક્ષુ ચેત લે ભાઇ, સમજો કોઇ ગુરૂમુખી થઇ; ાાટેકાા
સમજજો વેદાન્તને શાસ્ત્ર, ખોળો કોઇ બ્રહ્મનિષ્ટ માસ્તર;
અવિદ્યા છોડજે માત્ર, થઇશ તું જ્ઞાનનો પાત્ર. મુમુક્ષુ. ાા૧ાા
અધિકારી સમજો કોઇ યંત્ર, દેખાશે સળંગતો સૂત્ર;
અદ્વૈત તો સમજાશે મંત્ર, જગત સબ ભાસશે તંત્ર. મુમુક્ષુ. ાા૨ાા
કુટાયા કંઇક નર પાજી. સમજ્યા નહિ અનુભવ બાજી;
કરે શું પંડિતને કાજી, વિષયમાં સૌ થયા રાજી. મુમુક્ષુ. ાા૩ાા
જોઇ લ્યો બ્રહ્મ સબ છાયા, ગુરૂગમ હાથમાં આયા;
છગનને આનંદ તો આયા, પીયાલા પ્રેમના પાયા. મુમુક્ષુ. ાા૪ાા

## ગજલ. (૪)

છોડ દે ખોટી સબ માયા, મુરખ આગીર પડે કાયા. ાાટેકાા
ચલે ગયા રંક ઔર રાયા, પડી રહી ઉસકી માયા;
સંગાથે કંઇ નહિ ગયા, મુરખ તો બહોત દુઃખ પાયા. છોડદે. ાા૧ાા

મનુષ્ય જન્મ તો પાયા, હરિના ગુણ નવ ગાયા,
અંતે તો તેરે પસ્તાયા, જમોના માર તો ખાયા. છોડદે. ॥૨॥
ગુરૂકા શબ્દ તો મળીયા, તેના તો કાર્ય સબ સરીઆ,
અગમના રસ્તા તો જડીયા, વિધન તેને નહિં નડીયા. છોડદે. ॥૩॥
જ્ઞાની ગુરૂ કેવળ ગીર મળીયા, આવાગમન ફેરા તો ટળીયા;
છગન જ્ઞાન હીમાળે ગળીયા, ત્રિવિધી તાપતો ટળીયા. છોડદે. ॥૪॥

## ગજલ. (૫)

સમજ તું આપકે માંહી, ભટકે નહિ અવર તું ક્યાંહિ. ॥ટેક॥
બની પંચભુતનકી દેહી, માલીકની યુક્તિતો કેવી;
દેખો બાઇ સુંદર તો સોહી, ઘાટમાં સોનાના જેવી, સમજ. ॥૧॥
ખોળો નિરવૃતિ સંગ બાઇ, વસ્તુતા સાર છે માંહી;
અજર અમર એ છે બાઇ, સર્વેના રહદય તો માંહી. સમજ. ॥૨॥
પાવે કોઇ દેશ જ્ઞાનીકો, છુટયો હે ભ્રમ કરમ મનકો;
લગ્યો હે ત્રાટક સુરતીકો, દશમા મહેલે થયો ભડકો. સમજ. ॥૩॥
અસ્તિ ભાતી અને પ્રિય, નામરૂપ બાદ કરી લેહી;
ગુરૂ જ્ઞાને બોલ્યા છગન, સ્વરૂપ મારૂં તો સુદ્ધ સોહી. સમજ. ॥૪॥

## ગજલ. (૬)

મસ્તમેં આગયે હમતો, મસ્તમેં મસ્તી ખેલું છું. ॥ટેક॥
ભુલ્યો દુન્યાકી લહેજતકુ, પીયા સે સુખ પાવું છું;
અદલ એ વાકય બોલું છું, રહય કે જ્ઞાન ખોલું છું. મસ્તમેં. ॥૧॥
ગુરૂ દે જ્ઞાનકી ગોળી, અવિદ્યાકી થઇ હોળી;
ભલી અધિકારકી ટોળી, સુરતા બાઇ હો ગઇ ભોળી. મસ્તમેં. ॥૨॥
ગુરૂ હે જ્ઞાનકા દાતા, સલઅલ પ્રેમથી પાતા;
નહિ હે કિસકા કોઇ નાતા, દેખો રૂપે રંગે માતા. મસ્તમેં ॥૩॥

અચલ એક રૂપકો ઓળખ્યા, અહાહા નુર તો દરસ્યા;
પીયાલા પ્રેમકા પરખ્યા, ગુરૂકી બાતકા તરસ્યા. મસ્તમેં. ॥૪॥
રાત દીન સમર લ્યો શાંણા, પડી રહેશે પુર્યા ભાણા;
છગન તે રૂપ તો જાણ્યા, મનુષ્ય દેહી પરમાંણ્યા. મસ્તમેં ॥૫॥

## ( ગઝલ (૭).

ગુરૂવાંસે મીલો લોકો, મિથ્યા સુખનો ધરો ધોખો. ॥ટેક॥
રાત દીન તૃષ્ણામેં જલતા, ખાઇ પી મગન મેં સોતા,
અપના સ્વરૂપ નહિ ગોતા, અંતે ભાઇ જાયગા રોતા. ગુરૂવાંસે ॥૧॥
વિશ્વસબ રેનકા સ્વપ્ના, જાગો તો કોઇ નહિ અપના.
વિભુતિ જાણુ લે લપના. ચિદાનંદ નામકો જપના. ગુરૂવાંસે ॥૨॥
અદ્વૈત એક રૂપકો ખોળો, મિથ્યા દરિયો તે શીદ ડહોળો,
અખંડાનંદ જડે મહોરો, વિવેકી નર કોઇ હોરો. ગુરૂવાંસે ॥૩॥
ખોળો કોઈ જ્ઞાનકી જુક્તિ, ગુરૂ કીરપાથી થાય મુક્તિ;
છગન તું રાખજે શક્તી, ગુરૂવાંસે કરો ભક્તિ. ગુરૂવાંસે ॥૪॥

## ગઝલ (૮).

નિરંજન નામકો ઓળખો, અલૌકિક દીવ્યતા ભાસે. ॥ટેક॥
અખંડાનંદથી રચીયું, જગતમાં સહુજન ફસીયું,
અહો છો ન્યાય તો કોટી, સમજ્યાની વાત છે મોટી. નિરંજન ॥૧॥
મુસાફીર તકે તો થાકો, નિરભે નિશાન તો તાકો.
ગુરૂ પાસે મુક્તિ તો માગો, ચિદાનંદ રૂપમેં લાગો. નરિંજન ॥૩॥
પ્રભુ છે સર્વના માંહી, દશ દીશાઓમાં વ્યાપી,
અમલમાં વસ્તુતા રાખી, અવિદ્યા તેહને કાપી. નિરંજન ॥૩॥
અહો કોઇ પુરણ સંસ્કારી, તેહીને જાઉં બલીહારી,
અનુભવથી લહે જાણી, ચિદાનંદ સયંમ તો દેખી. નિરંજન ॥૪॥

અનુભવ જે કોઇ કરશે તે નર આ જગતથી તરશે;
વો કેવળ રૂપહી મેરા, છગન હીરદેમાં તે ધરશે. નિરંજન. ।।૫।।

## ગજલ. (૯)

કીધી મેં દોસ્તી તેરી, ફજેતી હો ગઈ મેરી. ।।ટેક।।
માતા પીતા સુત ભગની, સ્વાર્થી સબ હૈ જગની;
લગાલે હરિથી લગની, છોડદે માયા તો ઠગની. કીધી. ।।૧।।
અપનેકુ દુઃખ પડે જ્યારે, ઉસીદીન સર્વે હોય ન્યારે;
સાહક હરિ આવશે ત્યારે, મોહન મોરલીધર પ્યારે. કીધી. ।।૨।।
સંતોકા કરલો નેડા, ગુરૂકા ઝાલજો કેડા;
સંસારકા છુટ જાય ફેરા, મોક્ષકા હાથ લગે શેરડા. કીધી. ।।૩।।
તૃષ્ણા કો છોડદે તદન, ભક્તિ મેં હો જાવો મગન;
વિષયકો મારદો ગરદન, સાચી બાત એહી હૈ છગન. કીધી. ।।૪।।

## ગજલ. (૧૦)

મજા કરો જ્ઞાન મસ્તીમાં, છોડો દુનીયાંકી લાલચકો. ।।ટેક।।
પ્રગટતી સુખની જ્યોતિ, આનંદથી તેહીપર મોહતી;
બન્યું અદવૈત તો મોતી, ચિદાભાસ દુઃખ તો ખોતી. મજા. ।।૧।।
જગતની દ્રષ્ટિમાં ના આવે, અરૂપી રૂપ તો થાવે;
પ્રભુ તો અનુભવ્યામાં આવે, અધિકારીના મન ભાવે. મજા. ।।૨।।
અરે એ રૂપ તો કેવું, અરે એ તેજ તો કેવું;
અરે એ ધરમ તો કેવો, સમજીને આનંદ તો લેવો. મજા. ।।૩।।
વૃત્તિ સ્થીર રાખજો ભાઇ, સમજ્યામાં આવશે એહી;
ગુરૂકા ઇશારો માંહી, શાસ્ત્રમાં એ વાતો નહિ. મજા. ।।૪।।

શાસ્ત્રકી રાખજે મરીયાદ, સંતોના પાસે કરો ફરિયાદ;
મુસાફીર આવ્યો છે અવતાર, છગન તુ રાખજે યાદ. મજા. ॥૫॥

## ગજલ. (૧૧)

દશાપર આવજો ભાઇ, દેખો કુદરત્ત કી ન્યાઇ. ॥ટેક॥
ગુરૂવાંસે કરો ગોષ્ટી, ચેતીને મારજો સોગટી,
વરસી રહી નૈનાંમાં વૃષ્ટી, અલ્પ સબ ભાસશે સૃષ્ટિ. દશા. ॥૧॥
મલીન સૂદ્ધ કલપના કાપો, તન મન ગુરૂને આપો;
ટળી જશે ત્રીવિધી તાપો, અખંડાનંદતો માપો. દશા. ॥૨॥
દ્રષ્ટિ દેદાર કરો કોઇ, એક દો ત્યાં તો નવ હોઇ;
આપો આપ જાણજો સોહી, જોઇને એક રૂપ હોઇ. દશા. ॥૩॥
નહી કંઈ ન્યુનતા ત્યાંઇ, દેખી લ્યો ચિદરૂપ સાંહી:
ગુરૂકા ઇશારા માંહી, છગન તું દેખ લે તેહી. દશા. ॥૪॥

**ભાવાર્થ**—મારા વહાલા હરિજનો આ, ગજલ સંગ્રહમાં શું સમજુતિ આપી છે. તેની ખબર કોઇ ગુરૂ મુખીનેજ પડે છે. કારણ કે ગુરૂવીના જ્ઞાન થતું નથી. અને અથવા થાય તોપણ પાછુ પલટાઇ જઇને ઉલટું બંધન કરે છે અને ઘણાએક વેદ શાસ્ત્રમાં કહ્યું છે કે: ॥ હરિઓંમ, ગુરૂ બ્રંહ્મા ગુરૂ વિષ્નુ, ગુરૂદેવો માહેશ્વર ગુરૂ રેખા પરિબ્રંહ્મ. તસ્મે શ્રી ગુરૂવે નમઃ ॥ ધ્યાન મુલમં ગુરૂમુર્તિ પુજા મુલમં ગુરૂ પદમ મંત્ર મુલમં ગુરૂ વાકયઃ મોક્ષ મુલમં ગુરૂ ક્રિપા. ॥

## ગજલ સંગ્રહ સમાપ્ત.

ॐ

# તત્ સત્ પરમાત્માયે નમ

# ગરબી સંગ્રહ.

## ગરબી. (૧)

( રાગ સખી પડવેમી ધડ પ્રીત, એ ).

સખી સતગુરૂની સાન, કોઇ નર જાણો રે;
તેની મુક્તિ થાય તત્કાળ, આનંદ માણોરે. ।ટેક।
સખી સાધન સંયમ સાધ્ય, મનવશ રાખોરે;
એવાં અમરત જેવાં વેણ, ગુરૂજીના ચાખોરે. ।।૧।।
સખી ગુરૂ ગોવિંદ એકરૂપ, ભિન્ન નવ જાણો રે;
તમે સમજો ગુરૂનો મર્મ, મત નવ તાણોરે. ।।૨।।
સખી સુદ્ધ સ્વરૂપનું ભાન, તુજને થાશે રે;
તારૂ અજ્ઞાન અંધકાર, સઘળું જાશેરે. ।।૩।।
સખી ટળશે ત્રીવિધીના દોશ, આતમ દરશેરે;
અંતઃકરણ વિષે પ્રેમ, નિત્ય વરશે રે. ।।૪।।
સખી ભુલજે તારૂ ભાન, વસ્તુ જડશે રે;
આ દલ દરિયાની માંય, મોતી મળશે રે. ।।૫।।
સખી દ્રષ્ટિ દેહની માંય, સૃષ્ટિ ભાસેરે;
જેને થાશે બ્રંહ્મનું જ્ઞાન, ભ્રાંન્તી નાસે રે. ।।૬।।
સખી ગુરૂ ચરણ ચીતલાય, થાશે મુક્તિરે;
કરજોડી કહે છે દાશ, છગન યુક્તી રે. ।।૭।।

## ગરબી (૨).

( રાગ. પડવેની પડ પ્રીત. એ )

સખી છોડ દુનીયાની આશ, કહું છું વાતોરે;
તમો પરખો પીંડની માંય. જડશે જાતોરે. (૧)
સખી પંચ ભુતનો આ દેહ, જાણો કાચોરે;
મુરખ મુઢ ગમાર હોય, માને સાચોરે. (૨)
સખી નથી દુનીયાં નથી દેહ, માનો મારૂં રે:
એતો અંતે વિનાશ થાય, નથી રહેનારૂ રે. (૩)
સખી ધરજે નિરંતર ધ્યાન, લાગે તાળી રે;
તારા હાથમાં આવે ઝટ, મોક્ષની બારીરે. (૪)
સખી મોહથી છુટે જેહ, મુક્તિ માણે રે;
જેને ગુરૂનું જ્ઞાન હોય, યુક્તિ જાણો રે. (૫)
સખી બ્રહ્મ દરિયાની માંય, ડુબકી મારો રે;
આ અવસર વૃથા જાય, કારજ સારો રે. (૬)
સખી નથી ધરવો પછી દેહ, નથી અવતરવું રે;
એક સુખસાગરની માંય, જઇને ભળવું રે. (૭)
સખી પીંડ બ્રહ્માંડની પારે, જે નર પહોંચ્યારે;
છગન કહે ગુરૂજીની સાન, તે નર ઝાંકયારે. (૮)

## ગરબી. (૩)

( પંદર તીથીઓ. રાગ રઘુપતિરામ હૃદેમાં રહેજો. )

સાંભળ સખી વાત, કહું એક સારીરે. ॥ટેક॥
સખી પડવે તો પીંડ નીહાળ્યો રે, બાહેર ભીતર સ્વરૂપ મેં ભાળ્યુંરે;
મારૂ જન્મ મરણ દુઃખ ટાળ્યું, સાંભળ સખી વાત કહું એક સારીરે. ૧

સખી બીજે તો બળ બુદ્ધિનું કામરે, ત્યાં નવ ચાલે કાયરની હામરે;
નથી બેસતું નાણું દામ. સાંભળ... (૨)
સખી ત્રીજે તો ત્રીદોષ ટળીયારે, અંતઃકરણ નીર્મળ કરીયારે;
ભાવે વસ્તુ પદારથ જડીયા. સાંભળ... (૩)
સખી ચોથે અવસ્થા ચાર જોઇરે, માંહી સાક્ષીભૂત એક હોઇરે.
એવું સમજો વીરા મારા કોઇ. સાંભળ... (૪)
સખી પાંચમે પંચ તત્વમાંહીરે, સત્યાસાર છે ચેતન સાંહીરે,
આતમ વીના વસ્તુ નવ કાંઈ. સાંભળ... (૫)
સખી છઠ્ઠે તો છ ચક્ર વીંધોરે, બંકનાળ થઇ રસ્તો સીધોરે;
કોઇ મુમુક્ષ અગમ ગઢ લીધો. સાંભળ. (૬)
સખી સાત ભુમિકાનું જ્ઞાનરે, જેને પુરૂ થયું છે ભાનરે;
તે તો હરદમ ધરશે ધ્યાંન, સાંભળ... (૭)
સખી આઠમે અષ્ટ યોગ કરીયારે, તેને અગમના રસ્તા જડીયારે;
તેતો નિરભે નિશાને અડીયા. સાંભળ... (૮)
સખી નવલીંગી વાશના ટાળોરે. અવિદ્યાનું મુળ કોઇ બાળો રે;
પછી અખંડ બ્રંહ્મને ભાળો. સાંભળ. (૯)
સખી દશમે દશમામાં મહાલોરે, સત ગુરૂજીનો કેડલો ઝાલોરે;
પછી દમંદોર ઉપર ચાલો. સાંભળ... (૧૦)
સખી અગીયારસે મનને જાણોરે, પ્રેમ લહેરના સામે તાણોરે;
પછી અદ્વૈતરૂપ વખાણો. સાંભળ...(૧૧)
સખી દવાદશી પ્રાણ ચાલેરે, ધીમો પાડીને સંત કોઇક માલેરે;
તે તો અમર વસ્તુંને ઝાલે. સાંભળ... (૧૨)
સખી તેરશી તપાસી જોયુંરે, મન મોહનપર મોહ્યું રે;
પરી બ્રંહ્મ સ્વરૂપ હોયું. સાંભળ... (૧૩)

સખી ચૌદશે ચીંત્યા નવ કરીએરે, પરીબ્રહ્મનું ધ્યાન ધરીએરે;
અલબેલાને અવઘટ મળીએ. સાંભળ... (૧૪)
સખી પુનમે પુરૂષાર્થ કરજોરે, પછી છુટે છેડે તમે ફરજો રે;
તમે બ્રહ્મ દરિયે જઇને ભળજો, સાંભળ સખી વાત કહું એક સારીરે.
સખી કરજોડી કહે છે છગનરે, મારી સુરતા ચઢી ગઇ ગગનરે;
ત્યાંતો પેઉ સાથે લાગી લગન, સાંભળ સખી વાત કહું એક સારીરે ૧૬

ગરબી ૪

( રાગ ધોળ બાર મહીના. )

સુરતા લળી લળી લાગો, ગુરૂજીને પાય, વાસના મુળ જાય;
નિશ્ચલ મન થાય, સાંભળ સુરતા સુંદરી રે. ાાટેકાા
કારતકે કંઇક વિચારીયુંરે, વળી રહમાં ધરીયુંરે ધ્યાન;
મુળ કમળથી ઓહંગ ઉપડયોરે, હુંતો ભુલી ગયો દેહનું ભાન. સાંભળ ૧
માગશર માસ ભલે આવીયો, વળી શુણો અનુભવ વાત;
એ ઓહંગ સુન્ય મંડળ ચાલીયો રે,
એ તો થઇ ગયો બ્રહ્મની જાત. સાંભળ. ાા૨ાા
પોષ માસે પુરો થયો વળી, પરિબ્રહ્મ ભેગો તેહ;
એ રૂપ અરૂપે મળી ગયોરે,
એતો થયો છે અજન્માનો દેહ. સાંભળ. ાા૩ાા
મહા માસે માંહે રમે વળી, કરે ઘણોરે આનંદ;
એ અનુભવ આંખ ઉઘડી રે,
એ તો થયો છે પોતે પુર્ણાનંદ. સાંભળ. ાા૪ાા
ફાગણુ માસે ફાવીયુંરે, વળી ગગન ગુફાનીરે માંય;
એ વૃત્તિ ત્રાટક બાંધીયું રે,
મેં તો સનમુખ દેખ્યો છે સાંય. સાંભળ. ાા૫ાા

ચૈતર માસે ચેતજો રે, વળી કોઇ ચતુર પુરૂષના બાળ;
એ શ્વાસા દોરી સાધજોરે, તમે જીતશો તમારો રે કાળ. સાંભળ. ॥૬॥
વૈશાખ માસે વન ખીલ્યું, વળી અગમ અગોચર દેશ;
એ માયા ઉપાધિ ટળી ગઇરે,
ત્યાં તો દુઃખ નથી લવલેશ. સાંભળ. ॥૭॥
જેઠ માસે જોયું ઘણું વળી, કર્યો હરિથી સ્નેહ;
એ બાહેર ખોળે નહિ મળે રે,
તમે ખોળો પોતાનો રે દેહ. સાંભળ. ॥૮॥
અશાડે અનગળ ભર્યો, વળી બાહેર ભીતર માંઇ;
એ ઠામ ઠાલો નથી તે વિનારે,
તમે ભ્રાન્તી ન રાખજો કાંઇ. સાંભળ. ॥૯॥
શ્રાવણ માસે સુદ્ધ સમજ્યો, વળી આપ ચિદાનંદ રૂપ;
એ ચરાચરમાં વ્યાપી રહ્યો રે,
એ તો સર્વેમાં રહ્યો છે ચુપ. સાંભળ. ॥૧૦॥
ભાદરવે ભલું થયું રે, વળી મળીયા તે સતગુરૂ દેવ;
એ અંગે વૈરાગ પ્રગટયોરે,
મેં તો સન્મુખ દેખ્યો છે દેવ. સાંભળ. ॥૧૧॥
આસો તે માસ ભલે આવીયો, વળી મળ્યો વેદાન્તનોરે સાર;
એ બ્રંહ્મદરશી ગુરૂ ભેટીયા રે,
મારે ઉદય થયો સંસ્કાર. સાંભળ. ॥૧૨॥
અધિક માસ ભલે આવીયો, વળી આનંદ અંગ નવ માય;
એ બ્રહ્મ દરિયો જોળે ચડયોરે,
કોઇ સંત પુરૂષ ગમ પાય. સાંભળ. ॥૧૩॥
તેર તે માસ પુરા કીધા, વળી કહી ઓહંગની વાત;

એ ઓહંગ સોહંગ એક છે રે,

છગન પરખો તમે તેની જાત. સાંભળ. ॥૧૪॥

## ગરબી (૫)

રાગ. પણુજીયો

લાવ. લાવરે લેજો મનુષ્યા દેહનો ॥ટેક.॥

ભાઇ મનુષ્ય દેહ બની છે રૂપાળી, તેમાં વસ્તુ ભરી છે બહુ સારી;

તમે પરખી લેજો પુરૂષ પુરાણીરે. લાવ. લાવરે લેજો મનુષાદેહનો. ॥૧॥

ભાઇ પંચ ભુતનકી દેહ બની છે, આકાશ, વાયુ. તેજ, જળ પ્રથવી ધરી છે;

માંહી ચેતનકી ગાદી કરી છેરે. લાવ. લાવરે. (૨)

તત્વ સાર તે ચૈતન જાણો સૌનો સાક્ષોભુત તેને વખાણો;

કોઈ અનુભવ કરીને પીછાણોરે લાવ. લાવરે (૩)

નથી મરતો એને અવીનાશી જાણો, મરી જાય તે પૃથ્વી પરમણો;

પવન પૃથ્વીનો થઈ જાય જુદાણોરે. લાવ. લાવરે (૪)

વેદ પુરાણથી મેંતો શુરયું છે. સારી સૃષ્ટિમાં તો સ્વરૂપ રહ્યું છે;

ગુરૂ કેવળ ગીરે છગનને કહ્યું છેરે. લાવ. લાવરે લેજો મનુષ્યા દેહનો (૫)

## ગરબી (૬)

રાગ. હરી ભજવાનું ચોઘડીયું તને ફરી ફરી ક્યાં મળશેરે.

આજ આનંદની વાત કહું છું, શુણો હરિજન પ્યારા રે ॥ટેક.॥

અજ્ઞાન મટીને જ્ઞાનજ થયું, જ્ઞાનમાં નવ ફસાના રે;

હદ એ હદથી ન્યારા ખેલે અલખ તણા ઇશારા રે. આજ ॥૧॥

પ્રેમની વેહતો પ્રેમથી જાગી, પ્રગટી આનંદ જ્યોતિરે;

દેશ પરદેશથી દુર એ રસ્તો. વરસે સાચાં મોતીરે. આજ. ॥૨॥

મોતી કહું તો મન મારૂ મોહતું, આકાર વસ્તુ હોતીરે;

નિરાકારમાં આકાર કલ્પું. ગમત માટે ગોતીરે. આજ. ॥૩॥

કહેના કથના કુછ નહિ ભાઇ. નહિ નામ નિશાનારે;

અનુભવ કરીને સોધી લેજો, વસ્તું મે સ્વાદ સમાનારે. આજ. ॥૫॥
એ બુદ્ધિ હે જેના માંહી, આનંદ અનુભવ જાન્યારે;
કેવળ ગીર પરતાપે છગન. એહી ઉપદેશ માન્યારે. આજ. ॥૫॥

## ગરબી (૭)

રાગ. ઉદર બેસીને ગણપતી પધાર્યા એ.

શુણો મારા હરિજન વાત અગમની, તમને કહું છું વિસ્તારીરે વાલા.॥ટેક.॥
પરથમ ગુરૂજીને તમેરે રીઝાવો, ભટકેલા મનને પછીથી સમજાવો;
આસન પદમ લગાવોરે વાલા. શુનો. ॥૧॥
સુરતા ભટકેલીને ધરમાંરે ઘાલો, ચીત્તના ચોરને પછીથીરે ઝાલો;
ત્રિકુટી ધ્યાન લગાવોરે વાલા. શુણો. ॥૨॥
નાભી કમળથી નાવ ચાલે છે, સુખમણા પુરમાં તેતો આવે છે.
અનુભવ ભમરી ફુલાવેરે વાલા. શુણો. ॥૩॥
સ્વર્ગ સરીખુ રૂપ ભાસે છે; ઉપાધિનું મુળ નાસે છે;
આનંદ હેલી વરસેરે વાલા. શુણો. ॥૪॥
ઝળહળ ઝળહળ જયોત દરશે છે, સાચાં મોતી ત્યાંતો વરસે છે;
છગનનું ચીત્ત ત્યાં પરસેરે વાલા. શુણો ॥૫॥

## ગરબી (૮)

રાગ. ઉપરનો.

લેજો મારા હરિજન આજનો લહાવો, વેદાન્ત વાકય વિચારોરે વાલા ॥ટેક॥
વેદાન્ત વાકયમાં શુંરે કહ્યું છે, બાવન બારો નામ રહ્યું છે;
અનુભવ વૃતિથી જાણોરે વાલા. લેજો. ॥૧॥
તત્વ મસિ તો શુંરે કહે છે, તીન પદનું તે રહસ્ય લહે છે;
ભાગ ત્યાગ કરી કોઇ જાણોરે વાલા. લેજો. ॥૨॥
અહંબ્રહ્માસ્મી એવુંરે બોલે; પ્રાયગ્યાનંદ બ્રહ્મ તેનારે તોલે.

અધ્યાત્મા બ્રહ્મ કોઇ જાણોરે વાલા. લેજો. ॥૩॥
સતગુરૂ ચરણુ જે કોઈ સેવે. અમરાપુરના પટારે લેવે;
ત્રીધા કારણુ દુઃખ જાવેરે વાલા. લેજો. ॥૪॥
ગુજરાતમાં એક ગામ બડું છે. પાંચોટ તેનું નામ રૂડુ છે
છગન ત્યાંના વાસીરે લાલા. લેજો, ॥૫॥

## ગરબી. (૯)

રાગ. બલીહારીરે બહુચર માત. એ

જેના રહ્દમાં હોય અજ્ઞાન, જ્ઞાનમાં સમજે શું; ॥ટેક.॥
જ્ઞાન મારગનું પુર ઘણેરૂ. કહેતાં નવ આવે પારરે ભાઇ;
લેખણુ લઇને લખવા બેસું, વિતી જાય કંઈક કાળ. જ્ઞાન. ॥૧॥
પરના દોષની ગણત્રી ગણે છે, પોતાના નવ જાણેરે ભાઇ.
સંત સભામાં જઇને બેસે; અવગુણનો રસ માણે જ્ઞાનમાં. ॥૨॥
ગુરૂ કરાવ્યા ગમ નવ પાયો, મતતાણે તું આડો રે ભાઈ;
ધિક્કાર તારી જણેતાને, જણીયો તુજને પાડો. જ્ઞાનમાં ॥૩॥
અજ્ઞાનીને ઉપદેશ નવ કરીયે, પત પોતાની જાય રે ભાઇ;
કાળી ઉનને કરમોદીએ, પણ રંગ બીજો નવ થાય. જ્ઞાનમાં ॥૪॥
છગન કહે છે શુણો હરિજન, હૈડે રાખો હામરેભાઇ
નુંગરો ઉપદેશ લેશે ખરો. પણ અંતે લજાવે નામ. જ્ઞાનમાં ॥૫॥

## ગરબી. (૧૦)

રાગ. ઉપરનો.

પલપલ પ્રેણના ઉભરારે આવે, સૈયર શુણો એક વાતરે:
સનમુખ આપણો હરિ વસ્યા છે પરખો તમારી જાત. ॥ટેક॥
સુન સિખર ગઢ નોબત વાગે, જોવાની હેડે હામરેભાઈ;
કુબુદ્ધિ કામ પરવારીને, ચાલો જઇએ તે ધામ. ઉભરા આવે છે (૧)

શીલ તણાતો સણગાર સજ્યા, શાન્તિની સાડી ઓઢીરે બાઈ;
કરણીનો તો કુંચવોરે પહેર્યો, નેકની નથની ધરિએ. ઉભરા આવે છે (૨)
પાંચ પચીસ તો ભેગી થઈને, સૈયર સાથ ચાલ્યોરે બાઈ,
અવગટ ઘાટે હરિ મળ્યા તો; અતિ આનંદ રસ માણ્યો. ઉભરા. ॥૩॥
સરવે સલુણી શુદ બુદ્ધ ભૂલી. થઇ ગઇ છે બેહાલરે બાઇ;
અંતર જામી અંતમેંરે ભેટયા. થઇ ગઇ હવે ન્યાલ. ઉભરા. ॥૪॥
મન પવનની ગતી ન પહોંચે. અંતર ખડકી ખોલીરે બાઇ
ગુરૂ પરતાપે દોઇ કર જોડી, છગનની વૃતિ બોલી. ઉભરા. ॥૫॥

## ગરબી. (૧૧)

### થાળ રાગ. ઉપરનો.

જમો જમો ગુરૂ મહારાજ, જુગતે જમાડું. ॥ટેક.॥
પ્રેમ તણી તો પુરી તળાવું, દયા તણો દુધ પાકરે ભાઇ;
શીલ વ્રત તણો શીરો કરાવું શાન્તિનું તો શાક. જુગતે. ॥૧॥
ચતુરાઇની ચટણી બનાવું. વિવેકનો વઘારરે ભાઇ;
મીઠા લાગે તો ફેરથીરે માગો. આપીશ તમને લગાર. જુગતે. ॥૨॥
ભાવ તણો તો ભાત બનાવું, મીઠા વચનની દાળરે ભાઇ;
સ્થિરતાના તો થાળમાં પીરસું, બુદ્ધિ કરૂં વિશાળ. જુગતે. ॥૩॥
મન મૃગ છાલની ગાદી કરાવું, તે પર બેસો મહારાજ જરેભાઇ.
વિચારનો તો વાયરોરે ઢોળું સાધું છું મારૂ કાજ. જુગતે. ॥૪॥
જમીને ઉઠયા ગુરૂ મહારાજ, આશીરવાદ આપ્યોરે ભાઇ.
છગન કહે છે દોઇ કર જોડી, કષ્ટ અમારો કાપ્યો જુગતે. ॥૫॥

## ગરબી (૧૨) આરતી.

હું તો જ્ઞાનમાં કરૂં છું ધમસાણ. આરતી ઉતારૂં. ॥ટેક॥

ઘટ ઘટમાં મારો વાલો વસ્યા છે. સૌ સખીયોની પાસ રેભાઈ.
પ્રેમનો વાસી પ્રેમમાંરે ખેલે, તેની કરો તપાસ આરતી. ॥૧॥

આરતી કરવા ઉઠો હરિજન, શાં શાં સાધન સજીએરે ભાઈ;
દયા તણી દીવેટો વણીએ. જ્ઞાનનાં ગ્રંથ માંહી દીજીયે, આરતી ॥૨॥

આરતીરે કરશો ત્યારે હરિજન, દલમાં દીવો થાશેરે ભાઈ;
અવિદ્યાનો પડદોરે તુટશે, ઘટ ઘટમાં દરસાશે. આરતી. ॥૩॥

શ્વાસો શ્વાસે સમરણ કરજો. અમુલખ હીરો જડશેરે. ભાઈ
બ્રહ્મ દરિઆમાં મોજોરે માણોરે ગુરૂ ગમ કુંચી મલશે. આરતી. ॥૪॥

દોઇ કરજોડી છગન ગાવે. કહેવું નથી કાંઇરે ભાઈ;
સરવેમાં વિશંભર વસીયા. શીતલ જેની છાંય. આરતી. ॥૫॥

### ગરબી. સંગ્રહ. સમાપ્ત.

ૐ

# તત્સત્ પરમાત્માને નમઃ

## નવકળા સંગ્રહ.

( કળા. (૧) રાગ. પ્રત્યક્ષ હીરો મારગમાંરે પડીયો. )

ગુણપતિ નામ સદાહીરે સમરો, સતગુરૂ ચરણુ ભાવેથી પરસો;
હૃદયમાં ધ્યાન બ્રહ્મનું દરશો તો, આનંદ ઉલટે અંગમાંરે. (૧)
પરથમ સતગુરૂ સાધન ભાંખે, સિદ્ધીકારણ એ તો જ્ઞાનજ નાખે;
જ્ઞાન સમજયાથી અવિદ્યા વામેતો, મુક્તિ મારગ આવે હાથમાંરે. (૨)

જ્ઞાનમુક્તિરે સતગુરૂ બતાવે, પરમાનંદ તે તો પમાવે,
જન્મ મરણનું મૂળ કઢાવે તો, વિવેક વૈરાગ આવે હાથમાંરે. (૩)
વિવેક વૈરાગ્ય ખટ સંપતિ લેવી, મોક્ષ ઇચ્છા એતો ચોથી સમજવી,
શ્રવણ મનન નિધિધ્યાસથી કરવીતો, તત તવં પદ વિચાર આવે સહેજમાંરે ૪
સાધન સંપન્ન સો અધિકારી, અભેદ જ્ઞાનને જાઉં બલીહારી,
ગુરૂરે વેદાન્તનો સંબંધ ભારી તો, મોક્ષ પ્રિયોજન પાઉ પ્રેમશુંરે. (૫)
સાલુપ સામીપ સારૂપ કહીયે, સાયુજ મુક્તિ ચોથીરે લઇએ,
કૈવલ મુક્તિ ગુરૂ વેદાન્તથી ગૈએતો, શુદ્ધ એને પાંચમી જાણજોરે. (૬)
ઇંડજ ઉદ્દભીજ સ્વેદજ જરાયુજ, ચાર ખાણીમાં પ્રાણી અથડાયો,
જીવ ચરાચર સર્વેમાં વ્યાપ્યો તો, સ્થાવર જંગમમાં ભરી રહ્યોરે. (૭)
આકાશ વાયુ તેજ જળ પૃથ્વી, પંચભુતનકી દેહ બનાવી,
સ્થુળ સુક્ષ્મ કારણ મહાકારણ ગાવી તો, ગુરૂમુખે તેને સમજજોરે. (૮)
જાગ્રત સ્વપ્ન શુષુપતિરે તુરીયા, ચાર અવસ્થા ચાર દેહની ક્રિયા.
અકાર ઉકાર મકાર માત્રા મળીયા તો, અર્ધમાત્રા ચોથી જાણજોરે (૯)
ગુરૂરે કેવળગીરે સાન કા બતાવી, બાળ અવસ્થામાં અમેરે ગુમાવી,
સ્વામી સરજુગીરે છગનને સમજાવી તો સહેજે આનંદ છોળો ઉલટીરે. ૧૦

## કળા (૨)

(રાગ ધોળ ઉપરનો)

ધન ધન રે સત ગુરૂજીને શાન્તા,
સત વસ્તુ તે અમે નહોતા જાણતા;
પંડે વાણી ભાઇ કોણજ બોલતા તો,
ગુરૂજીએ સાર સમજાવીગોરે. (૧)
વૈખરી રે વાણી ભાઇ સ્થુળની જાણો,
સ્વપન અવસ્થાની મધ્યમા વખાણો;

કારણુની પસ્યંતિ પરમાણો તો,
પરા રે મહા કારણુની જાણુજો રે. (૨)

આરે કાયાના ભાઇ પાંચ રે કોશ,
ત્રણુ દેહોનો ભાઈ તેમાં રે વાસ;
અનમય પ્રાણુ મનો વિજ્ઞાનના તો,
આનંદ કોશે માયા જાણુજો રે. (૩)

અનીર વચની ખટ વિકાર જાણો,
અનમય કોશે સ્થુળને પરમાણો;
જન્મ અસ્તી યૌવન વૃદ્ધિ માણો તો,
અપક્ષ નાશ મૂળ જાણુજો રે. (૪)

આતમન્યારો સદારે અસંગી,
તેને નવ વ્યાપે વ્યાધિ ઉપાધી;
શુક્ષમમાં ત્રણુ કોશ જાણો તો,
અવિદ્યા મુળ આવે હાથમાં રે. (૫)

વ્યાન, સમાન, પ્રાણુ ઉદાન,
અપાન પાંચે પ્રાણુ પરમાના;
એક તો કોશ તેનો કહાવે તો,
પ્રાણુમય કોશ તેને જાણુજો રે. (૬)

શ્રોત્ર, ત્વચા ચક્ષુને રે ઘ્રાણુ,
રસના બુદ્ધિ મળીને વિજ્ઞાન,
વાક, પાણી, પાદ, ગુદા, ઉપસ્થ તો.
મનોમય કોશ તેને જાણુજો રે. (૭)

પ્રાણ, વિજ્ઞાન, મનોમય ત્રીજે,
શુક્ષમ લીંગ પરમાણુએ લીજે;
સૌનો સાક્ષી ચિદઘન પોતે તો,
સુદ્ધ સ્વરૂપે તેને જાણુજે રે. (૮)

મુળ અવિદ્યા કારણ સાંહી,
આનંદ કોશ છે તેનારે માંહી;
પાંચ કોશથી આતમા ન્યારો તો,
સત ચીત આનંદ જાણુજે રે. (૯)

સતગુરૂ જ્ઞાની કેવળગીર મળીયા,
છગનને ઘણા ઉપદેશ કરીયા;
નવરે સમજાયા સરજુગી રે બતાયા તો,
તદાકાર વૃતિ હોય રહી રે. (૧૦)

કળા (૩)

(રાગ ઘોળ ઉપરનો)

આજે સત ગુરૂ મારા જ્ઞાન બતાયો,
ત્રણ દેહથી ચોથો દેહ ગણાયો;
મહા કારણ નામ તેનું ધરાયો તો,
જ્ઞાન સ્વરૂપે તેને જાણુજે રે. (૧)

જ્ઞાનમાં વૃતિ વિશીષ્ટ લગાવો,
અવિદ્યા કારણ માંયથી હઠાવો:
આપ અક્રિય સુદ્ધ સ્વરૂપે થાવો તો,
નામ રૂપમાં નહિ આવશો રે. (૨)

લક્ષણા વૃતિ ભાંઇ ગુરૂ રે સમજાવે;
આતમવેતા દેવ મનાવે;
ભાગ ત્યાગ કરી કોઇ મન મનાવે તો,
સહેજમાં પાર પામશો રે. (૩)

જ્ઞાનની ઉત્પતી ગુરૂવે સમજાવી,
ઇશ્વર આદીરે વસ્તુ બતાવી.
હિરણ્ય ગર્ભથી માયા પુરૂષવીતો,
માયાથી મહાતત્વ જાણુજો રે. (૪)

સુદ્ધ અહંકાર તેમાંથી પરગટ તો,
ત્રણ ગુણોનો તે પિતા ગણાતો;
સત રજ તમ ત્રણ ગુણ ગણાતાતો,
તેની ઉત્પતી કીજીયે રે. (૫)

તમો ગુણથી પંચભુત તનમાત્રા,
રજોગુણથી ઇંદ્રીય પ્રાણ એ પ્યારા;
સતોગુણને કોઇ જાણણહારા તો,
ચૌદ દેવતા અંતઃકરણ જાણજો રે. (૬)

સાત પૃકતી વિકૃતી રે કહીએ,
વિકાર સૌનો ઉપરાંત લઇએ;
સૌનો કારણ માયા પ્રકૃતિ તો,
અજા અનાદિ તેને જાણજો રે. (૭)

પુરૂષ આતમા સ્વરૂપ અમારો,
સાંખ્ય મતે છે તેનો વિસ્તારો;

અસંગ સિદ્ધાન્તે તેને વિસ્તારો તો,
કર્તા ભોક્તા તેને નવ જાણજો રે. (૮)

વેદાન્ત મત જેના હાથમાં આવ્યો,
સુદ્ધ ચૈતન એતો સ્વરૂપને પાયો;
સક્ય શબ્દ લક્ષણાથી સમજાયો તો,
જ્ઞાન ગંગામાં તે તો ઉતર્યો રે. (૯)

ગુરૂ રે કેવળગીરે ગંગા બતાવી,
છગનદાસે ત્યાં સુરતા જમાવી;
સરજુગીરે સાક્ષાત કરાવી તો,
જ્ઞાન હિમાળામાં ગળી ગયો રે. (૧૦)

કળા (૪)

(રાગ ધોળ ઉપરનો)

એક ભ્રાન્તી રે ગુરૂ મારી તજાવો,
વિવંચન કરીને લક્ષણા સમજાવો;
ભાગ ત્યાગ કરીને દઢ કરાવો તો,
જ્ઞાન હૃદયે મારે ઉતરે રે. (૧)

તીન પ્રકારની લક્ષણા રે કહાવે,
જહદ અજહદ બેઉ રે ગણાવે;
જહદારે જહદી ત્રીજી મનાવે તો,
તેનો લક્ષાર્થ પકડજો રે. (૨)

ગંગા રે મધે ભાઇ ઘોષ બીરાજે,
શોણ ધાવત મંચા કોષે રે ગાજે;

સોઈ હંમ દેવ દત રાજા ભાજે તો,
ભાગ ત્યાગ ઉભે દેશ જાણુજે રે. (૪)
લક્ષણા કરીને લક્ષ બતાવ્યો,
સુદ્ધ ચૈતન રૂપ મારો મનાવ્યો;
જ્ઞાન કરીને ગુરૂએ સમજાવ્યો તો,
પ્રેમનાં પટમા રે ઉઘડયાં રે. (૪)
વેદ પુરાણુ એવું રે ભાંખે,
શીવ સનકાદિક એહીરે જાંખે.
જોગી મુની એવાં વચન નાંખે તો,
પંડમાં વહાલો મારો પોઢીયો રે. (૫)
બાહેર ખોળે તે અજ્ઞાન જાણો,
સલેલ વૃતિ ભાઇ તેની પરમાણો;
આતમ તત્વ ખોળો કોઇ નાણું તો,
સાર જડશે ભાઈ સહેજમાંરે. (૬)
રૂઢી ગૌણી પદની વૃતિ રે જાણો,
શબ્દ બોધમાં ચાર હેતુ વખાણો;
ગુરૂ મુખે સમજીને સુખજ માણો તો,
અનુભવ આવશે હાથમાં રે. (૭)
આ કાંક્ષા ભાઈ યોગતા રે ગણી,
સાનિધી તાતપર્ય ચોથી રે જાણી;
જાણી હૃદયમાં તેને ભાઇ માણી તો,
સમજ્યાથી દુષણુ નાસીયાં રે. (૮)
આતમા અન્યો અન્ય આશ્રીય જાણો,
કર્તા પોતાનો ભાઇ પોતે વખાણો;

ગુરૂ પાસે જઇને આનંદ માણો તો,
ઉદાહરણ આવશે હાથમાં રે. (૯)
ગુરૂ રે કેવળગીરે રસ્તા બતાયા,
દાસ છગનને સાંનમાં સમજાયા;
વેદાન્ત મારગ સર જુગીરે જણાયા તો,
સુરતા સ્વરૂપમાં મોહી રહી રે. (૧૦)

કળા (૫).

(રાગ ધોળ ઉપરનો.)

પ્રશ્ન પુછુંછુંરે સતગુરૂ દેવા, તન મન ધન અર્પી કરૂં છું સેવા,
જ્ઞાનનાં અનુમાન બતાવો મહાદેવા તો, પ્રમાણે પ્રભુને ઓળખું રે. (૧)
વેદાન્ત તો ખટ પ્રમાણે બતાવે, અર્થાપતિ અનુમાન જણાવે,
અનુપલબધી શબ્દ ગણાવે તો, લક્ષણ સ્વરૂપે તટસ્થ જાણજોરે. (૨)
ગુણરે દુષણ દર્શાવેરે ભાઇ, અતિવ્યાપ્તી અવ્યાપ્તી બીજું ગણાઇ,
અસંભવતી જો ભાઈ વેદાન્ત ન્યાઇતો. ઇશ્વરને એ લક્ષણે ઓળખોરે (૩)
એક વ્યાપ્તી નિર્દોષરે કહાવે, લક્ષણ સબંદ તદાત્મક દીખાવે
જાતિ વ્યક્તીક ગુણ ગુણીનો દરશાવે તો, વેદાન્તે તદાત્મક જાણજોરે(૪)
વેદાન્ત તો ભાઈ રસ્તા બતાવે, ઉભી અંગુલી કરીને સમજાવે.
સંયોગ ઘટતરૂ કાય જણાવેતો, ચાર પ્રકારે અવિદ્યા આડી જાણજોરે (૫)
અનાત્મ આંતમમાં ભેદ જણાવે, અનિત્યને તો ભાઇ નિત્ય મનાવે,
અશુચીને શુદ્ધ સારી ગણાવે તો, દુઃખને વિષે સુખ બુદ્ધિ જાણજોરે. (૬)
કારણ ધ્યાસ બીજો કાર્યાધ્યાસરે જાણો,અર્થાધ્યાસ જ્ઞાનધ્યાસ ચોથો વખાણો,
તેની નિરવર્તી કરવા ભાઈ જાણો તો શીખજો શુધ્ધ વિદ્યાઓરે. (૭)
વસ્તુ અંતઃકરણ આકારે જાણો, પ્રકાશીક પોતે ચૈતન પ્રમાણો,
વૃતિ તેનો નામ પુરે પરમાણોતો, સુખનો ધામ તેને જાણજોરે (૮)
અભાવ ચારે ન્યાય મતે ઘટે છે, અત્યંતા અન્યોઅન્ય તે તો મળે છે,

વેદાન્ત ખોળતાં તે તો જડે છે તો, પ્રાયગભાવ પ્રધ્વંસા જાણુજોરે. (૯)
ગુરૂરે કેવળગીર અમનેરે મળીયા, આવાગમનના ફેરારે ટળીયા,
દાસ છગન સ્વરૂપમાં ભળીયા તો, સરજુગીરીએ સાંન બતાવીયાંરે. (૧૦)

કળા (૬).

( રાગ. ધોળ ઉપરનો. )

સદ્‌ગુરૂ શબ્દે લહેરોરે આવી,
સુરતી અમારી ગગનેરે ધાઇ.
દેશકાલ વસ્તુ બાદ કરી આતમ પાઇતો,
અસ્તી ભાતી પ્રિય જાણુજોરે, (૧)
ત્રીપુટી કેરો ભાઇરૂપ બતાવું,
કર્તા ક્રિયા કર્મ તે તો જણાવું.
પરમાતા પ્રમાણુ પ્રેમ લખાવું તો,
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય ધર્મ જાણુજોરે. (૨)
ધ્યાતા ધ્યાન ધ્યેય ભાઇ ત્રીપુટી ગણાવે,
જીવ ઇશ્વર માયા તે તો જણાવે.
આધાર અધિષ્ટાન પોતે મનાવે તો,
ચૌદ ભુવનનો રાજા જાણુજોરે. (૩)
સત અસત ઉભે વિદ્યરે બાજે,
ભાન અભાન ભિન્નાભિન્નરે છાજે.
સાવેવનિરાવેવમાં નથી બાજે તો,
ત્રીધા ત્રિપુટી હીન જાણુજોરે. (૪)
સત અસત અનિરવચનીરે માયા,
અજા અનાદિ છે તેની રે છાંયા.
એરે માયામાં મોટા ભૂપ ફસાયા તો,

ગુરૂ જ્ઞાન હૃદયે વિવેકજોરે. (૫)
વાસના નાશની મુક્તિરે જાણો,
તંવ પદ જીવ કૃતિરે પીછાણો.
કેવલ મુક્તિ ત્યારે માણો તો.
ગુરૂરે વેદાન્ત રાજા ગાજશેરે. (૬)
ત્રિધા કારણ ન્યાય મતે ધટે છે,
અસંવાદ નિમીત બીજો ગણે છે.
ત્રીજો ઉપાદાન વેદાન્ત ભાખે તો.
ઉભે કારણ નિમિત માનજોરે. (૭)
અભિન નિમિત ઉપાદાન ગણાવે,
વેદાન્ત શાસ્ત્ર તો એમ સમજાવે.
સૌનો શિરોમણી બ્રહ્મરૂપ પાવે તો,
તેના મધે એક કારણ જાણજોરે. (૮)
માયા તોરે ભાઇ બ્રહ્મની છાયા,
પ્રતિબીંબ દર્શાવેરે ડાહ્યા.
દોનું મળીને ઇશ ગણાયા તો,
સૃષ્ટિ કરતા તેને કિજીયેરે. (૯)
કેવળગીરે અમને સમજાયા:
છગનદાસને સુતાં જગાયા.
સરજુગીરે ભાઇ ભાન કરાવ્યા તો;
સાક્ષાતકાર રૂપ ભાસીયું રે. ૧૦

## કળા (૭).

( રાગ. ઘોળ ઉપરનો. )

ભુલોરે પડયો ગુરૂ રસ્તો બતાવો;

વેદાન્તનો સાર અમને સમજાવો.
ઈશ્વર માયા કોને મનાવો તો;
ખુલ્લો ફોડ સમજાવજોરે. ૧
માયામાં અધિષ્ટાનજ કેરો;
પ્રતિબીંબ દર્શાવેરે ચહેરો.
દોનું મળીને ઇશ એ પ્યારો તો;
વેદાન્તનો પોકાર સાંભળોરે. ૨
ચૈતનનો આભાસ અવિદ્યા;
તે મળી થઇ છે જીવની કાયા.
શુદ્ધ ચૈતન ન્યારા ગણાયા તો;
સત ચીત આનંદ જાણજોરે. ૩
ઇશ્વરનું તો કર્તવ્ય ગણાવું,
જીવ સ્વરૂપની ઉપાધિ બતાવું;
એનો ભેદ ગુરૂજી સમજાવેતો,
પરમાર્થ સ્વાર્થ જાણજોરે. ૪
પરમાર્થ ગુરૂ કોને કહોયે,
સ્વાર્થ માંરે ભાઇ શુંરે સમજીએ;
ભિન ભિન કરી વસ્તુ જણાવીશ તો.
જ્ઞાન ગંગામાં ડુબીયોરે. ૫
રૂજની અપેક્ષાથી દીનરે કહાવે,
સુરજ ઉગતાં અંધારૂ ન સાવે
અદ્વૈતમાં રૂપ એક દરસાવે તો,
અજ્ઞાનમાં ઉપાધિ જાણવીરે. ૬
સાત ભેમિકાનો ભેદ સમજાવું;

શુભેચ્છા, સુવિચારણા ગણાઉં;
તનું માનષા સત્વા પતિ મનાવું તો,
ચાર ભોમિકા જાણજોરે. (૭)
પાંચમી અંશ શક્તિ જાણો,
પદારથ ભાવની છઠ્ઠી પરમાણો;
તુરીયા મળીને સાત વખાણો તો,
જીવન મૂક્તા કોઇ જાણજોરે (૮)
સાત ભોમિકાનો ભેદ બતાવ્યો,
વેદાન્ત સાસ્ત્રથી રૂપ સમજાયો.
સજાતિ વિજાતિનાં અંગ બતાયો તો,
સાક્ષી રૂપે ન્યારો એક આતમારે. (૯)
કેવળ ગીર અમને રે મળીયા,
છગનના આવાગમન ટળીયા.
સરજુગીરે ભાઇ સહાયતા કરીયા તો.
એક સ્વરૂપે દેખ્યો જીવ આતમારે (૧૦)

---

## કળા (૮)

( રાગ—ધોળઉપરનો )

એક અજપો ગુરૂ મને રે થયો છે,
વહેવારીને જગત સારૂ ભાસે છે;
આતમા અવિનાશી ન્યારો રમે છે તો,
અલ્પ બુદ્ધિવાળા નવ જાણતા રે. ૧
વિશેષણ વાળો વિશીષ્ટ કહાવે,
ઉપાધીવાળો ઉપહિત ગણાવે;
વિશીષ્ટ કેરી અવસ્થા જણાવે તો,
સાત પ્રકારે વિવેકીએ રે. ૨

અજ્ઞાન આવરણુ ભ્રાંન્તીરે જાણો,
દ્વૈતજ્ઞાન બાઇ શોક રે માણો;
પાંચ ગણેલી પુરી પરમાણો તો,
પરોક્ષ અપરોક્ષ જાણજો રે. ૩
સાત અવસ્થા આભાસની જાણો,
આતમા વિલક્ષણુ સુદ્ધ રે પરમાણો;
એવું સમજીને મત નવ તાણો તો,
બુદ્ધિ વિવેક આવે હાથમાં રે. ૪
વેદ તો ભાઈ ત્રીકાંડ ગણાવે,
કર્મ ઉપાસના જ્ઞાન બતલાવે;
તેના ત્રણુ અધિકારી જણાવે તો,
ઉત્તમ મધ્યમ મંદ જાણજો રે, ૫
ભેદ ન સાવે સ્વરૂપને પાવે,
સતગુરૂ સાક્ષાતકાર સમજાવે;
જીવ ઇશ તેનો ભેદ સમજાવે, તો,
ભેદ ભયંકર જાણજો રે. ૬
બ્રહ્મનો ભેદ ભાગ્યો ગુરૂ રે દેવા,
શીર ગુણુ નિરગુણુ એકજ જેવા;
દ્વૈતપણુ મુકી કરજો સેવા તો,
અદ્વૈત આતમા ભાસશે રે. ૭
ઉપલબ્ધી પ્રતિતી જ્ઞાન સમજાવે,
વિજ્ઞાન બોધ સમરણુ બતાવે;
અજ અવિદ્યા માયા જણાવે તો,
આવ્યાકૃત અજ્ઞાન જાણજો રે. ૮

એક વસ્તુથી સૃષ્ટિ રે બની છે,
આતમની માંહી માંહી કરી છે;
અજ્ઞાનથી મોટી ભુલ પડી છે તો,
ભાસે જગતની વાસના રે. ૯
સ્વામી રે કેવળગીર મળ્યા છે,
દાસ છગનના ભાગ્ય ભળ્યા છે;
સરજુગીરની સાન મળી છે તો,
વેદાન્તમાં વૃત્તિ ઉતરી રે. ૧૦

કાફી (૯)
( રાગ—ધોળ, ઉપરનો )

પ્રથ્યા પ્રથીરે ગુરૂ નથી સમજાતું,
અંતર દુઃખ રહે ઉભરાતું;
મતભેદ વાદીથી મન મુંઝાતુ તો,
સાર વસ્તુ કોઇ સોધજો રે. ૧
મતવાદીનારે ભાઈ મત બતાતું,
ચારે ખ્યાતિ તેની જુદી જણાવું;
પાંચમી ખ્યાતિ અનીરવચની ગણાવું,
તો વેદાન્ત મતે સમજજો રે. ૨
શુન્યવાદીની ખ્યાતિ અસત જાણો,
નીર અધિષ્ટાને બ્રમ પિછાણો;
કાર્યા કારણુ ઉભે મતે જાણો તો,
વૃથા તેનો પરિશ્રમ છે રે. ૩
ક્ષણુ વિજ્ઞાન અનાત્મા ખ્યાતિરે જાણો,
ક્ષણુ ક્ષણુ નાશ ઉતપતી પિછાણો;
સાચો સર્પ ભાઇ બુદ્ધિમાં જાણુતો,
રજજુમાં ભાસ પડે તેહનો રે. ૪

અન્યથા ખ્યાતિ બંબિ રે સાંહી,
સાચો સરપ વસે તેના રે માંહી,
દોષ બળથી રજ્જુંમાં હોઇતો,
ભ્રમતે કાચો જાણજો રે. ૫
નવિન ચિંતામણી ખ્યાતિ ચોથી રે જાણો,
રજ્જુ આકારે જ્ઞાન અભેદ ભ્રમ માણો.
ચોથી ખ્યાતિમાં જ્ઞાન બે બાજુ પરમાણોતો,
સમજણ સાર જડે શ્રહેજમાં રે. ૬
યુક્તિ હીન મત છે ચારે ખ્યાતિનો,
જુદા જુદા મત તાણે પોતાની જાતિનો;
પાંચમો મત અનીરવચની ખ્યાતિનોતો,
વેદાન્ત મતે પ્રખ્યાત છે રે. ૭
દ્રષ્ટિ માંહી ભાઈ સ્રષ્ટિ ભાસે છે,
એનો અધિપતી ચૈતન ગણાશે;
ઝીણી વૃતિ કરી જે કોઇ જોશે તો,
અમુલખ હીરો આવે હાથમાં રે. ૮
બુદ્ધિ પરમાણે નવ કળા રે કીધી,
સતગુરૂ પાસેથી વિચારે લીધી;
ઝીણી વસ્તુ અમે રહસ્યમાં બાંધીતો,
અહંબ્રહ્માસ્મી જ્ઞાન પામીયારે. ૯
કેવળગીરને જાઉં બલીહારી,
દાશ છગનની વૃતિ સુધારી;
સરજુગીર થયા સહાયકારી તો,
નિત્ય પુનમ ચંદ્ર ઉગીયોરે. ૧૦

 નવકળા સંગ્રહ સમાપ્ત. 

ૐ

તત્ સત્ પરમાત્માને નમઃ

# પ્રભાત સંગ્રહ.

## પ્રભાતીયું ૧.

જાગો જાગોરે મારા સંત સનેહી, વહાણુલાં વેગે વાયાંરે;
ધરતી માતાને નમસ્કાર કરી લ્યો, સતગુરૂજીને પાયે લાગોરે. ॥ ટેક ॥
દયા કેરાં વીરા દાતણ લેજો, કૃષ્ણ કળસીયો ભરજોરે;
મોહન નામ મુખ પખાળી લ્યો, સોહંગ સરિતે જાજોરે. જાગો. ॥૧॥
કાયારે તારી વીરા કાશીરે જાણજે, સુખમણાપુર બહુ આવેરે;
મનમાં મણીકણીના ઘાટ છે, ત્રીકુટી સ્નાન કરજોરે. જાગો. ॥૨॥
પ્રેમ પુજા વીરા પ્રેમે આદરજે, ગુરૂ જ્ઞાનના દીવા કરજેરે;
દશમા દવારે વસે મારો વાલમો, ત્યાં જઇને દર્શન કરજેરે. જાગો ॥૩॥
બ્રહ્મવેતા ગુરૂ સાચારે મળીયા, મારી બે ભરમણાઓ ભાગીરે;
કેવળ કંચન રૂપ સરીખા, છગનની સુરતા ત્યાં લાગીરે. જાગો. ॥૪॥

## પ્રભાતીયું ૨.

વહેલારે ઉઠો વીરા વૃત્તિરે સાધો, ગુરૂ ઘર નિહાળોરે;
આવાગમનના ફેરા ટળી જાય, બ્રહ્મસ્વરૂપમાં જઇ ભળોરે. ॥ ટેક. ॥
એક અદ્વૈત વીરા રૂપ નિહાળો, અલૌકિક એવુંરે;
દ્વૈત વાસના જગત જાણો, જન્મ મરણ દુઃખ તેનેરે. વહેલારે. ॥૧॥
જ્ઞાન ગંગામાં વીરા મેલજ ધોજો, શબ્દનો સાબુ લગાવોરે;
નિરંજન નામ નિહાળોરે ભાઇ, થાશે અખંડ અજવાળોરે. વહેલારે ૨
બ્રહ્મરૂપે મારો વાલોરે વશીયા, નામ રહિત નામ પાડુંરે;
સંતોનું સગપણ તેનાથીરે સાચાં, જગતનાં સગપણ કાચાંરે. વહેલા. ૩

જ્ઞાની ગુરૂના શરણેરે જાજે, લક્ષ પોતાનો લેજોરે;
છગન તું સંભાળી ચાલજે, અજ્ઞાનથી અળગો રહેજેરે વહેલા. ॥૪॥

## પ્રભાતીયું ૩.

ઉઠો ઉઠો મારા મનરે મેવાશી, વેદાન્ત વાક્ય વિચારોરે,
પાંચ કોષથી ન્યારોરે ખેલે, તેને કોઇ નિહાળોરે. ॥ ટેક ॥
સુંદર મુરતી વીરા સુંદર મુખડાં, સુંદર રૂપ અથાગરે;
વિના આકૃતી ખેલે મારો વહાલમો,
એતો જ્ઞાન વૃત્તિથી ગવાયરે. ઉઠો. ॥૧॥
તત તત્વં પદનો વીરા વિચાર કરજો,
અસિપદમાં મારો વહાલોરે;
ઘટો ઘટમાં રમી રહ્યો છે, એતો ઘટ પટાંતરથી ન્યારોરે.
અક્ષરાતીતનું ભાન થયું જેને, નિરંજન નામ નિહાળ્યુંરે;
એકરસ આકાશ વ્યાપાક, જેમ સાકરમાં ગળપણ સમાણુંરે
ગુરૂરે કેવળ ગીર મળ્યા છે, નિરભે નામ ઓળખાયુંરે;
દોઇ કરજોડી દાશ છગન ગાવે,
એતો લક્ષણા વૃત્તિથી સમજાયુંરે. ॥૪॥

## પ્રભાતીયું. (૪)

જાગો જાગો મારા મનરે એ લોભી, લોભમાં તું લલચાણો રે
માથા ઉપર તારે મરણ ભમે છે, કાળના ખાંણેખપાંણો રે, જા૦
પાખંડ પુજા મત કરભાઇ. સતનામ સંભાળો રે,
આવાગમનના ફેરા ટળીજાય, નિરભે નામ નિહાળોરે. જાગો૦ ૧
મુખ્ય સાધનનો વીરા વિચાર કરજે, શ્રવણ મનન નિધ્યાસનરે,

સાક્ષાતકાર તું પોતે છે ભાઇ, અનુભવથી પરમાણુરે. જાગો૦ ૨
અસ્તી ભાતી પ્રીય રૂપ છે આતમનું, સતચીત આનંદ ઘનસ્યામરે,
નામ રૂપતું મિથ્યારે જાણજે, આદે અંતે એક રામરે. જાગો૦ ૩
ગુરૂરે જ્ઞાની કેવળ ગીરરે મળીયા. મારા મનના મનોરથ ફળીયારે,
દોઇકર જોડી દાસ છગન બોલ્યા, મારા અંતર પડદા ખોલ્યા રે. જાગો૦ ૪

## પ્રભાતીયું (પ.)

ચેતો ચેતો મારા સંતોરે શુરા, જ્ઞાનમાં થાજો પુરારે,
શુન સીખર ગઢ અમૃત વરસે, વરસે અખંડ નુરારે. ॥ટેકા॥
ગુરૂ મુખી થાશો તો ગમજ પડશે, અમુલખ હીરો જડશેરે,
જીવ મટીને ભાઇ શીવજ થાશો, બ્રહ્મના ભેગો ભળશેરે ચેતો. ॥૧॥
જીવ ઇશ બ્રહ્મ એકજ જાણો, મિથ્યા કલ્પના માનોરે,
વાસનાનો વાસી પાંજરીયે સમાણો, ભવમાં ભટકે આ રાણોરે. ચેતો ॥૨॥
લક્ષણ સુધારો ને શાન્તીરે રાખો, મનુષ્ય ફેરા ફરી આવ્યો લાખોરે,
ધ્યાન ધરીને સોહંગ ચલાવો, હવે તો અમૃતરશ ચાખોરે. ચેતો ॥૩॥
અમૃત પીધું અંતર બુજ્યા, કારજ સર્વે સુજયારે;
રોમ રોમમાં હુવારે પ્રકાશા, દુષ્ટ દુર્ગુણો ધ્રુજયારે, ચેતો ॥૪॥
સતગુરૂ સ્વામીએ સહાય કરેલી ભવસાગરથી છોડાવ્યોરે,
દોઇ કરજોડી દાસ છગન ગાવે, પરમપદમાં જોડાવ્યોરે. ચેતો ॥૫॥

---



# છગન-સાર-કનક કુંડળ.

## કુંડલીયા ॥૧॥

કેવળ કંચન રૂપ છે ગુરૂ હમારા મહારાજ:
સત ગુરૂ સાને સાધીયું, પોતે પોતાનું કાજ.
પોતે પોતાનુ કાજ, છાજ તો મળીયુ સારૂ;
ગભરાશો નહિ વીરલા મેલજ્યો મારૂ તારૂ.
કહે છે છગન દાસ હ્રદયમાં ચાલે લેવર;
પાખંડ જગડા છોડ દે સમજાવે ગુરૂ કેવળ.

**ભાવાર્થ**—મારા વાલા હરિજનો ગુરૂને કંચન કેમ કહ્યા. કારણકે ગુરૂ પ્રકાશ રૂપ છે. તેથી બીજુ ગુરૂ મહારાજની દયા વડે સર્વ કાર્ય સિદ્ધ થાય છે. એથી દેહાઅભિમાન છુટે છે.

## કુંડલીયા. ॥૨॥

ગુરૂ તો જ્ઞાની મળ્યા, અંતર ઉભરો થાય;
મીઠાઇ મેવા તો તજ્યા, મન મારૂ લલચાય.
મન મારૂ લલચાય, ચીતડું ચોટયું મારૂ ત્યાં તો.
વરશે અખંડ ધાર, પ્રેમ પ્રીયોદક ત્યાં તો.

કહે છે છગન દાસ, અનુભવ કરજો પુરતો.
દેદાર દષ્ટી સમજલે. કહે છે કેવળ ગુરૂ તો.

કુંડલીયા. ॥૩॥

ગુરૂવે બેસાડયો પાસમાં, બતાવી ગેબકી કુચી;
શરીરનું ભાન ભુલી ગયો, સુરતા ચાલી ઉંચી.
સુરતા ચાલી ઉંચી, કજામત એકી મોટી ભારી;
ખોલે કર્મ કપાટતો, દેખો અનુપમ બારી.
કહે છે છગનદાસ, સબદ સમજાણો મુળવે;
પુર્વના ભાવથી, પાશે બેસાડયો ગુરૂવે.

કુંડલીયા ॥૪॥

કનક સમાન તો હું હતો, બન્યો છું કુંડળ આજ;
કુંડળ ભાગી કનક કરૂં, ત્યારે રહેશે લાજ.
ત્યારે રહેશે લાજ, માયા મનથી મુકું;
વિધવિધ રૂપે દીશે રૂડી, તે ના મોંમાં ચુંકું.
કહે છે છગનદાસ, સમરૂં રૂદીયે અલક;
બ્રંહ્મવેતા ગુરૂ મળે તો, કુંડળનું કરે કનક.

કુંડલીયા ॥૫॥

શેલ કરવા હું આવીયો, આયો માયા ગામ;
દુઃખ દરિયે તો હું પડયો, પાવ્યો નહિ કંઇ ઠામ.
પાવ્યો નહિ કો ઠામ, ગુરૂ મળ્યા નહિ કોઇ જ્ઞાની;
ઉપાધી તો વધી ગઇ, થઇ છે જીવની હાની;
કહે છે છગન દાસ, ગુરૂ કાહાઢે અંતર મેલ,
કેવળગીર ગુરૂ મળ્યા, મન કરે છે શેલ.

### કુંડલીયા. ॥ ૬ ॥

અનુભવ હીરો હાથમાં, આવ્યો જેને ભાઇ;
અખુટ તો ભંડાર ભર્યા, કમી ન રાખી કંઇ.
કમી ન રાખી કંઇ, નાણું ભરીયું અનગળ;
ભાવ કરીને વાપરો, સોધો શુંન શીખરગઢ.
કહે છે છગનદાસ ગુરૂથી તરવો આ ભવ;
ગુરૂ મહરાજની મહેરથી, વેગે થયો અનુભવ.

### કુંડલીયા ॥ ૭ ॥

દુનિયા માંહી દળ ચઢે, વિષય તણાએ રંગ;
બુદ્ધિમાન વિચારજો, છોડો અવિધ્યા સંગ.
છોડો અવિદ્યા સંગ, રંગ હરિથી લાગે;
કુડકપટ આ ચોર કાયામાં, જ્ઞાન ખડકથી ભાગે.
કહે છે છગનદાસ, ગુરૂવૃતિ છે ઉન મુનીયાં;
દલની દુભજ્યા માંય, કુટાઇ મરે છે દુનિયાં.

### કુંડલીયા ૮

પુનઃ જન્મ જીવ પાઇને, પુર્ષાર્થ શું તમે કરશો.
મણી મનુષ્ય આ દેહ છે. શું ખાઇ પીને પેટજ ભરશો.
શું ખાઇ પીને પેટજ ભરશો. સંચીત ક્રીયામણ નડશે તને.
યાદ રાખ્ય મન વાત, સાચી કહું છું હું તને.
કહે છે છગનદાસ. ભાગ્ય રેખ કોઈ કરેન મનઃ
કેવળગીરની મહેરથી, જન્મ થાય નહિ પુનઃ

### કુંડલીયા. ૯

દશ દવાર આ દેહનાં. ગંધાતો છે ગુણ.
જ્ઞાની ગર્વ નવ કરો, માયામાં નવ ભુલ.

માયામાં નવ ભુલ્ય, માયા વિષય ઝી વેલી.
માંસ રૂધાર એ આપપછી પાડે કાચા હવેલી.
કહે છે. છગનદાસ માયા છોડાવે ઘર બાર.
ખભવેતા ગુરૂ મળે તો સમજાવે દશ દ્વાર.

### કુંડલીયા. ॥૧૦॥

પવિત્રતામાં પિંડજ પાડયો, પ્રભુનો રૂપ સપને નવ ભાળયો.
તિરથ યાત્રામાં મન મલકાયો, અંતે વિરાતે પસ્તાયો,
અંતે વીરાતે પસ્તાયો, સમજણુ સાન કદી નવ પાય.
બ્રહ્મ જ્ઞાનમાં સમજે નહિ વૃથા બકવા થાય,
કહે છગન દાસ, મન કરે છે અતિ ચરિત્રતા.
જ્ઞાની ગુરૂને સેવજો, રાખી રૂદીએ પવિત્રતા.

### કુડલીયા. ॥૧૧॥

મોહ માયામાં ભુલશો નહિ, મોહ છે મોટો વિકાર,
નાના પ્રકારે ખેલાવશે, અંતે ખાશો માર.
અંતે ખાશો માર, પાર તો નહિ પાવો;
મનુષ્ય દેહની માંય, આતમ પદ લેજે લાવો.
લીધો જેને લાવ, છગન કહે તેને નમો;
ગુરૂ સાને સમજી ગયો, તે તો નવ પામે મોહ.

### કુંડલીયા ॥૧૨॥

વૃત્તિ સહેલ સુંદરી, ગુરૂથી ભોળી થાય,
દર્શન દેખ્યુ જ્યાયરે, પાપ સમુળાં જાય.
પાપ સમુળાં જાય, પ્રગટે દલમાં દીવા;
સોહંગ ધારા સાધ્ય, મળે અમૃત રશ પીવા.

કહે છે છગન દાસ, ગુરૂએ બતાવી સુરંતી;
અંગમાં વ્યાપે પ્રેમ તો સધાય આવૃત્તિ.

કુંડલીયા ॥૧૩॥

વાજાં વાગે રળીયાંમણાં, ધુમ મચી અપાર;
સોહંગ સીડી ઝાલજ્યો, જડશે એ દવાર.
જડશે એ દવાર, વિધ વિધ રચના ત્યાં સારી;
સાચા સતગુરૂ સેવજે, મોક્ષની આવે હાથ બારી.
કહે છે છગન દાસ, ખમીયાનાં ખાઇલે ખાજાં,
સુરતા મળે જો શ્યામથી, તો વાગે પીંડમાં વાજાં.

કુંડલીયા ॥૧૪॥

ચોરાશીનો ચાકડો, ફેર ફરે અપાર.
જ્ઞાની નર સમજી ગયા, નવ સમજ્યા ગમાર;
નવ સમજ્યા ગમાર, જ્ઞાન તો કયાંથી થાશે.
કંચન કાયા ગીરતાં, સુખ સઘળું તો જાશે;
કહે છે છગન દાસ, સમજ સમજ મન મેવાશી.
ચાર ખાણીની માંય, ભમો છો તેનું નામ તો ચોરાશી;

કુંડલીયા. ॥૧૫॥

મન નઠારો નુગરો, ભટકે ભવની માંય;
વિષય સુખ જો તજે, જડશે વસ્તુ કાંય.
જડશે વસ્તુ કાંય, ટળશે દલની દુભજ્યા;
માયા કનિષ્ટ મેલજે, કાઢો કાળી કુબજ્યા.
કહે છે છગનદાસ, જ્ઞાન સમજે કોઇ જન;
સંકલ્પ વિકલ્પ જે કરે, તે તો જાણે મન.

## કુંડલીયા. ॥૧૬॥

જગત વિષયનુ ઝાડ છે, લટકે ફળ અપાર;
મન મરગો બુદ્ધિ વનો, માટે ખાય છે માર.
માટે ખાય છે માર, સાન બતાવે તે તો ગુરૂ.
તો તે પકડી સાન સંતની, કામ થયુ સબ પુરૂ.
કહે છે છગન દાસ, ગુરૂ ઘેર નાણું નગદ;
વાશના વેલો તોડદે, નડશે નહિ આ જગત.

## કુંડલીયા. ॥૧૭॥

શું કરવા તું આવીયો, કરી રહ્યો ધમશાણ;
જ્ઞાન સમજ લે ગુરૂ તણું, અંતે જઇશ મશાણ.
અંતે જઇશ મશાણ, ખાખ તો તારી થાશે;
મીથ્યા વેઠયો ભાર, જનુની ગાળો ખાશે.
કહે છે છગન દાસ, સમજ સમજ મન મેઢક તું;
ફોગટ ફેરો તો ગયો, વૃથા ભટકયો શું.

## કુંડલીયા. ॥૧૮॥

પર અસ્ત્રીનો સંગડો, જાંજવાનું છે નીર;
ભવસાગરમાં બુડશો, કાંઠે આવેલા વીર.
કાંઠે આવેલા વીર, ફુટયું વિર્ય પાણી;
મુરખ મન સમજયો નહિ, થઇ ગયું છે ધુળધાણી,
કહે છે છગન દાસ, દુનિયાં મોહમાં મંત્રી;
સંગ કરી લ્યો સંતના, છોડી દીયો પર અસ્ત્રી.

## કુંડલીયા. ॥૧૯॥

પામર પ્રાણી ચેતજો, મેલજયો મોહ વિકાર;
તન છુટે નહિ કોઇ કામનું, અંતે ખાશો માર.

અંતે ખાશે માર, પાર તો નહિ પામો;
નુગરા થઇને ચેતજો, જન્મ મરણુ દુઃખ વામો.
કહે છે છગનદાસ, કુટાઇ મરવાના કાફર.
વિષય વિશંભર માંહી, શું સમજશે પામર.

## કુંડલીયા. ॥૨૦॥

ગુરૂ તો બ્રંમ રૂપ છે, સુગરા જાણે ભેદ.
નુગરા ને ગમ નહિ પડે, એ તો કરશે ખેદ.
એ તો કરશે ખેદ, સુખ સઘળુ તે ખોશે.
વાલો રમે ઘટ માંય, પ્રેમથી કોઇ નર જોશે.
કહે છે છગનદાસ, જ્ઞાન બતાવ્યું પુરૂં,
બ્રંમ વેત્તાના વચનમાંય, સમઇ રહ્યા છે ગુરૂ.

## કુંડલીયા. ॥ ૨૧ ॥

વિશ્વાશે વળગી રહો, ગુરૂથી રાખો ટેક.
બ્રહ્મા વિશ્ણું ને રૂદ્ર, ત્રણે માનો એક.
ત્રણે માનો એક જુદાઇ મત તમે જાણો.
પંથ વધ્યા છે અનેક, થઇ છે ખેંચમ તાણો.
કહે છે છગનદાસ. મન ઠરે નહિ લેશવા;
સાચા ગુરૂ શેવજો, રાખી હૃદય વિશ્વાશ.

## કુંડલીયા. ॥ ૨૨ ॥

આતમ ઇશ્વર એક છે, જુદાઇ મત તું જાણ;
પોતે આપો આપ છે. શીદ ફરે છે અજાણ.
શીદ ફરે છે અજાણ, ગુરૂની વાત સત્ય માનો;
અવસર વહી જાય છે, ગુઢ જ્ઞાન સમજ લે છાનો.

કહે છે છગન દાસ, સંત પુરૂષનું એહી માહાતમ;
દેદાર દેખો દીલમેં ગટપટમાં રમે એહી આતમ.

## કુંડલીયા. ॥ ૨૩ ॥

પ્રભાતે વહેલા ઉઠો, ભજજો પરિબ્રંમ;
પાખંડ પુજા મેલજો, નિશ્ચ્ય કરજો મન.
નિશ્ચય કરજો મન, ઓહંગ ઉઠે છે જ્યાંથી;
વૃતિ રાખો ત્યાં વીરા, વસ્તુ જડશે ત્યાંથી.
કહે છે છગન દાસ, મન માને ભલી ભાતે;
આળશ અંધારૂ મેલજે, વહેલો ઉઠ પ્રભાતે.

## કુંડલીયા. ॥ ૨૪ ॥

ખલકો બનાવ્યો ખંતથી, રોમ રોમ માંહી ધાગો;
પાંચ પચીસ આ ટુકડા જોડયા, એક ફરે છે આઘો.
એક ફરે છે આઘો, વૃત્તિ વિશાળ કરી કોઇ જાગો;
બ્રંમ વેત્તાને પુછજો. એહી પદ કોઇ માગો.
કહે છે છગન દાસ, નિશ્ચય કરે કોઇ મનકો,
શુરા સમજો શાનમાં, તજવો એક દીન ખલકો.

## કુંડલીયા. ॥ ૨૫ ॥

શાંન્તિ શાંન્તિ સબકો કહે, શાન્તિનો શો સાર;
શાંન્તિ પદ ઓળખ્યા વિના, દુઃખનો નવ આવે પાર.
દુઃખનો નવ આવે પાર, સમજ વિના મન ડગતું,
સમાય કાળ ક્રોધ તો હરિજનોના હૃદય ગમતું.
કહે છે છગન દાસ, ભાવ ભજનથી વધશે કાંન્તિઃ
સમજાય સરવે સાર તો, ગુરૂથી આવે શાંન્તિ.

## કુંડલીયા. ॥ ૨૬ ॥

મારૂ તારૂ ઓળખ્યું, ઓળખ્યા નહિ ભગવાન;
વાલામાં વળગી રહ્યા, હુંપદમાં બળવાન.
હુંપદમાં બળવાન મુરખ મુઢ તું શું મોહ્યો;
અંધાર પછેડો ઓઢીયો, કુદરત કરે તેમાં શું રાચો.
કહે છે છગન દાસ, સમજ સમજ મન વારૂ;
ભેળાશે આ ભાવથી કોણુ કરે મારૂ ને તારૂ.

## કુંડલીયા. ॥ ૨૭ ॥

વાતે વડાં ના નિપજે, કરે સોહી નર ખાય;
'પુરૂષાર્થ' કરે કોઇ યોગનું, બ્રંમરૂપ હો જાય.
બ્રંમ રૂપ હો જાય, રૂપ અરૂપે કોઈ થાવે;
વૃત્તિ એકાગ્રહ કરીને, દશમા દવારે જાવે,
કહે છે છગન દાસ, ભટકાઈ મરો છો દીનરાતે.
ઉપદેશ અનુભવ થાય, ગુરૂ મહરાજની વાતે.

## કુંડલીયા. ॥ ૨૮ ॥

લહેજતમાં લોભી થયો, બોલુ જ્ઞાન અપાર;
જ્ઞાની નર કોઇ શોધજો, સ્વરૂપનો તો સાર.
સ્વરૂપનો તો સાર, આવાગમન મટે ફાંસી,
વિષય ફળતો ખાવો છો, મને આવે છે હાંશી.
કહે છે છગન દાસ, જાળવો જીવની ઇજત;
ઉપજે પ્રેમનો પ્યાર તો, ગુરૂથી આવે લહેજત.

## કુંડલીયા. ॥ ૨૯ ॥

વખત વિતી જાય છે, ચેતજો ને કોઇ નર;
ગુરૂ પાસે જઇ પૂછજો. આતમની ખબર.

આતમની ખબર, આતમ કોને કહેવો;
પાંચ પચીસ ને પરાં કરીદે, વધે તે આ લેવો.
કહે છે છગન દાસ, વેદ વાક્યનું લખત.
સમજો વીરા સહેલથી, વીતી જાય છે વખત.

### કુંડલીયા. ॥૩૦॥

પ્રેમે પડદો ટુટીયો, દરસ્યો આતમ દેવ;
તન મન ધન અરપણ કરૂં, કરૂ તમારી શેવ.
કરૂ તમારી શેવ લેખ વિઘનો ટાળું;
મુળ અવિધ્યા જાય તો, ઉગડે બ્રંમનુ બારૂ.
કહે છે છગન દાસ, મન સમજાવો નેમે;
ગુરૂ મહારાજની મહેરથી, પડદો ટુટયો પ્રેમે.

### કુંડલીયા. ॥૩૧॥

ઉન મુનિ મુદ્રિકા ધરી દશ ઇંદ્રી લીધી જીત;
શાંન્ત સ્વભાવ ગુરૂ તણો કરી બ્રંમથી પ્રીત.
કરી બ્રંમથી પ્રીત શુંનમાં વાસા કીધા;
વરશ્યા અખંડ નીર પ્રેમ અધરશે પીધા.
કહે છે છગન દાસ સમજ મન રાહ જુની;
ગુરૂ મહરાજની મહેરથી સમજો મુદ્રા ઉન મુનિ.

### કુંડલીયા ॥૩૨॥

હૃદય ચોખુ રાખજો, કરજો સંતનો સંગ;
શાંન્તિ પદને ઓળખો, થાશે અવિદ્યા ભંગ.
થાશે અવિદ્યા ભંગ, રંગ અંતરમે લાગે;
મન વિરક્ત થાય તો, અખંડ જોતી જાગે.

કહે છે છગન દાસ, પડશે પલકમાં ખોખું;
સમજ વાક્ય સાર, હૃદય રાખી ચોખું.

## કુંડલીયા ॥૩૩॥

આશન વાળી બેસજો, ધરો ત્રિકુટી ધ્યાન;
મુળથી પવન ઉપડે, તેમાં રાખો ભાન.
તેમાં રાખો ભાન, શાન પકડજો શાણા;
સાધન સંપન્ન આપીયું, મનુષ્ય દેહ મળ્યા છે થાણા.
કહે છે છગન દાસ, ઝટ કરી લ્યો ઉપાસન;
કેવળગીરે દયા કરી તો, સમજાણુ છે આસન.

## કુંડલીયા ॥૩૪॥

અહં બ્રહ્માસ્મી મુખથી કહે, કહે છે સર્વે લોક;
સમજ્યા વિનાનું બોલવું, તે તો જાણો ફોક.
તે તો જાણો ફોક, સ્વરૂપ મુમુક્ષ જનોને જોયા;
દ્વૈત ભાવ થયો દુર અદ્વૈતમાં મનડા મોયા.
સમજે ગુરૂની શાન, બ્રંમ પદ તે તો પાવે.
છગન સ્વરૂપ નિરખતાં, અહં બ્રહ્માસ્મી કહાવે.

## કુંડલીયા. ॥૩૫॥

નામ રૂપ જે નિરખશે, નહિ થાય તેનું કલ્યાણ;
દ્રષ્ટિ અગોચર ખેલજ્યો, સ્વરૂપની થાશે જાણ.
સ્વરૂપની થાશે જાણ લાવ તો તે નર લેશે;
અવિદ્યા પડદો જાય, અગમ ઘર વાસા કહે છે.
કારજ સર્વે થાય, પાવો મોક્ષ પદ ગામા;
કહે છે છગન દાસ, પ્રભુના નિરંજન નામા.

## કુંડલીયા ॥૭૬॥

પુતળું બન્યું આ પ્રેમથી, મનબુદ્ધિ ચિતને અહંકાર;
ચૌદ દેવતા અંતઃકરણુ છે. શોધો તો જડશે શાર.
શોધો તો જડશે શાર, પાર પલકમાં પાવો;
હદ બે હદની બાહેર છે, વસ્તુ કોઇ જન લાવો.
કહે છે છગનદાસ, મન ભટકતું ભુતડું;
કુદરતની કળા થકી, પ્રેમે બંધાણું આ પુતળું.

## કુંડલીયા ॥૭૭॥

કાયા કંપની અજબ છે, વસે માંહી મન મેવાશી;
ઈંદ્રિ આદી મજુર છે, કરે શહેજમાં ઉદાશી.
કરે શહેજમાં ઉદાશી દગો ધણાને દે છે;
પોતે ઉધું મારીને, ડબલ કમીશન લે છે.
કહે છે છગન દાસ, મન છે બ્રંમની છાયા;
સત્તા તો તેની ચલે, શું કરે આ કંપની તો કાયા.

## કુંડલીયા ॥૭૮॥

સાસરીયુ છે સોહામણુ, મૈયર દુઃખ અપાર;
લોક હાંશી તો કરે, કુડી ચઢાવે આળ.
કુડી ચઢાવે આળ, લાજ મરીયાદા જાશે;
પેઉ વીમુખે જે ફરે, તેની જગમાં ફજેતી થાશે.
કહે છે છગન દાસ, બળશે પેટને પાંસળીયું;
મિથ્યા જગડા છોડ દે, ભલુ રૂડુ છે સાસરીયું.

## કુંડલીયા ॥૭૯॥

પેઉ ઢુંઢણુ હું પરવરી, ચાલી મથુરાં કાશીમાંય;
ક્યાંયે ઉસકા પત્તા નહિ, ખોજ કરી તો મળ્યા મન માંય.

ખોજ કરી તો મળ્યા મન માંય, વાત સાચી તો જાણો.
અમરાપુરનું રાજ ભોગવો, સ્વામી સાથે આનંદ માણો.
કહે છે છગનદાસ, સમજ મન જ્ઞાન તો તેવું,
ખુટેલ વૃત્તિ તો છોડ દે, પાસે વશ્યા છે પેઉ.

### કુંડલીયા ॥૪૦॥

મધરી રાતે હું પરવરી, બોલે બપૈયા મોર;
ભંમર ગુફામે ભુલી પડી, ઉંડો સુણ્યો એક શોર.
ઉંડો સુણ્યો એક શોર તાર, તે સાથે તો લાગ્યો,
રડવડતી તો હું ફરૂં, પ્રેમમાંથી પેઉ જાગ્યો.
કહે છે છગન દાસ, માયા મનથી વિસરી;
ખોળો વીરા ખંતથી, રાતે ચાલો મધરી.

### કુંડલીયા ॥૪૧॥

સોગટ બાજી સોહામણી, આવો રમીયે નાથ;
પાસા નાંખો પ્રેમના, આવી ઝાલો હાથ.
આવી ઝાલો હાથ, બુદ્ધિથી બાજી ખેલો;
ચોરાશીની ચાર ખાંણુ છે. ચોપટના ખુણા મેલો.
કહે છે છગનદાસ, પાસા ચાલે અનવટ;
સમજુ વીરા સમજલે, બાજી ખેલો સોગટ.

### કુંડલીયા ॥૪૨॥

સમાધી સાધન તો કહું, હૈડે રાખો ધિર;
વાચ કાચ વશ રાખજો, ઓરે મારા વીર.
ઓરે મારા વીર, પીડા પંડની તો જાશે;
દેદાર દરશે તાહરો, જીવ મટી શીવ થાશે.

કહે છે છગનદાસ, ટળી જાય ભવની ઉપાધી.
દમદોર ઉપર ચાલજો, સાધન કહું છું સમાધી.

કુંડલીયા ॥૪૩॥

બ્રહ્માંડ માંહે ભાસીયો, અલખ કેરો રૂપ;
વૃતિ તો વળગી પડી, જોઇને એ સ્વરૂપ.
જોઇને એ સ્વરૂપ, મન મારૂ તે ગળીયું;
અખંડ બ્રંમનું ફુરણું હતુ ત્યાં જઇને ભળીયું:
કહે છે છગન દાસ, એહી નવ આવે ભંગ માંહે.
બ્રમવેત્તાની સાનથી, દષ્ટા દરસ્યો બ્રહ્માંડ માંહે;

કુંડલીયા ॥૪૪॥

ચેતન ચેતન સબકો કહો, ચેતન વસ્યો કયાં ભાઇ;
જો બ્રંમવેતા ગુરૂ મળે તો, બતાવે ન્યારો માંઇ;
બતાવે ન્યારો માંઇ, હાથ ભી કુછ નહિ આવે.
સકલ ભ્રાત હો જાય દુર, બેઠો ઇશ્વર કે ગુણ ગાવે;
એહી સમજણ સાર, શોધન કરો કોઇ આ તંન.
કહે છે છગનદાસ સાર ઇસકોહી ચેતન.

કુંડલીઆ ॥૪૫॥

બ્રંમ દરિઆવમે જકોળાં ખાય, હાથ જબ આવે જુકતી;
જગ આતમ સમજો એક, બને તેહીકી મુક્તી.
બને તેહીકી મુક્તી, જુક્તી ગુરૂએ બતલાઇ;
હો ગઇ વિપ્રીતા દુર, રહ્યો અબ અંતર સમાઇ.
જબ દીખત નહિ કંઇ, છગન કહે એહી ધર્મ;
સ્થાવર જંગમ માંય, દીખ તો મોહી બ્રંમ.

## કુંડલીયા ॥૪૬॥

અલખ ઘર શોહામણો, જોવા જેવો ખેલ;
વૃત્તિ એકાગ્રહ કરી પાખંડ સઘળા મેલ.
પાખંડ સઘળા મેલ કટ જાવે જમની ફાંસી;
મન રંજન ત્યાં વાજાં વાગે, વાગે નોબત કાંસી.
કહે છે છગનદાસ મન ઠરે જો પલક;
વૃતિ મે આરૂઢ રહો, તો નયણે નીરખો અલખ.

## કુંડલીયા ॥૪૭॥

વહાલો વસ્યો છે પીંડમાં, એ તો પરાની પાર;
જ્ઞાની નર કોઇ શોધજો, ખરોજ જડશે સાર.
ખરોજ જડશે સાર, અદ્વૈત રૂપમે આવો;
સોહંગ શબ્દ સાધજો, દશમા દ્વારે જાવો.
કહે છે છગન દાસ, સુખ સંસારનું શીદ મહાલો;
પરા શક્તિનું રૂપ છે ત્યાં વસ્યા છે વહાલો.

## કુંડલીયા. ॥૪૮॥

તત્તપદ તો તપાસતાં, ઉપજ્યો પ્રેમ અપાર,
સુરતા સરીતામેં મળી, ખરોજ લાવી સાર.
ખરોજ લાવી સાર, ખોળતાં તે તો ખોવાણી,
લુણની બની પુતળી, સાગર ત્યાગે આપે ધોવાણી.
કહે છે છગન દાસ, માની લ્યો વચન કોઇ સત્ત.
ઉપજે હ્રદયમાં પ્રેમ તો, પરખી લ્યો પદ તત્તઃ

## કુંડલીયા. ॥૪૯॥

અસી પદ કોઇ ખોળશે, સોહંગ સાથે જેનો તાર,
જ્ઞાની ગુરૂ તો મળે, ત્યારે જડે તેનો સાર.

ત્યારે જડે તેનો સાર, સ્વરૂપાકાર તો થાશે,
ઉપાધીના આંગલે, અગની તો મેલાશે.
કહે છે છગનદાસ, મન ઇંદ્રી તો કોકને કસી,
સતગુરૂના પ્રતાપથી, પદ તો સમજ્યો અસી.

## કુંડલીયા. ॥૫૦॥

બે ઘડી બેઠો ગુરૂની પાસ, ત્યારે અવિદ્યા થઈ છે નાશ.
જન્મ મરણનો ટળશે ત્રાસ, નરણે નિરખો બ્રહ્મ વિલાસ.
નરણે નિરખો બ્રહ્મ વિલાસ, મન સંકલ્પ ત્યાં ત્યાગે,
સ્થુલ સુક્ષ્મને કારણ તજી, અસી પદમાં ચીત લાગે.
કહે છે છગનદાસ, મુર્તિ અનગઢ જડી,
આત્મ વેત્તા દેવ મળ્યા તો, પાસે બેઠો બે ઘડી.

## કુંડલીયા. ॥૫૧॥

સત્સંગ કરો સંતો તણા, રાખો રૂદીએ પ્રેમ,
ખીચમતાણ નવ કરો, નિત્ય ધરાવો નેમ.
નિત્ય ધરાવો નેમ, વચન ફળ કોઇ ખાના,
અવળા રસ્તા છોડ દે, સીધે શેરડે જાના.
કહે છે છગનદાસ, મુમુક્ષુને લાગે રંગ,
અવર ઇચ્છા છોડદે, કરજ્યો સત્સંગ.

## કુંડલીયા. ॥૫૨॥

જ્ઞાની નર ગંભીર થયા, અજ્ઞાની કરે ઉચાટ,
માથા સાટે માલ છે, નથી કાકાનું હાટ.
નથી કાકાનું હાટ, વસ્તુ લાવો કયાંથી,
જીભ્યા ઇંદ્રી બંધ કરી દ્યો, શાદ બોલોછો મોંથી.

કહે છે છગનદાસ, દુનિયા તો તોફાની,
અવર મારગ છોડ દે, ઓરે નર કોઇ જ્ઞાની.

## કુંડલીયા. ॥૫૩॥

પરવૃત્તિ પુઠે ફરે, જો જે ભુલતો ભાન,
નિરવૃત્તિ નહિ સંગરે, અરે મુરખ નાદાન.
અરે મુરખ નાદાન, જાત તો તેરી જોજે,
સંસારમાં શું સાર છે, જીણો થઇને જોજે.
કહે છે છગનદાસ, વધારી લ્યો કોઇ કીર્તિ.
સમજો ગુરૂની સાનમાં, દૂર થશે પ્રવૃત્તિ.

## કુંડલીયા. ॥૫૪॥

બેઠક જેની બગલાં ભેગી, કાગડા જેવી વાણી,
એ તો ચાલ્યા ચોરાશીની પોળ, અનુભવ વિના ધુળધાણી.
અનુભવ વિના ધુળધાણી, જુગતિ તેને નવ જાણી,
ભટકયો ચારે ખાણ, સાર શોધ્યા વિના મોજ નવ માંણી.
કહે છે છગનદાસ, સાર શોધીને થાજો આશક.
અનુભવ આવે હાથમાં, શોહી જાણજો બેઠક.

## કુંડલીયા. ॥૫૫॥

વસ્તુતા કોઇ ખોળજ્યો, ખરાનો છે ખેલ,
અંતર વૃતિ વાળજ્યો, પાખંડ સઘળા મેલ.
પાખંડ સઘળા મેલ, મટી જાય જમની ફાંસી,
સ્વાર્થ સાધે સુખ ખોળે છે, જ્ઞાનીને આવે હાંસી.
પામ્યો રૂપનો પાર, છગન કહે મન હસતું.
સ્થાવર જંગમ માય, સભર ભરી છે વસ્તુ.

## કુંડલીયા. ॥૫૬॥

લુટારા લોભી લાલચુ, લુટે તારૂ ધન,
આળસમાંથી ઉઠજે, ઓરે અભાગી મન.
ઓરે અભાગી મન, તાપ ત્રિવિધીનો ટાળો,
વિકાર દૃષ્ટિ દુર કરીને, અખંડ બ્રહ્મને ભાળો.
કહે છે છગનદાસ, ચતુર મેલો કુટારા,
આતમધન તું જાળવજે, લુટી જાય નવ લુટારા.

## કુંડલીયા. ॥૫૭॥

ભજન ભાલો લે હાથમાં, ભક્તિનો દરવેશ.
જ્ઞાન ઘોડીલે બેસજે, કાયા નગરમાં પેસ.
કાયા નગરમાં પેસ, વૃત્તિ શુંનમાં જોડી,
માયા લુટાઇ જાય છે, સાથે નહિ આવે કોડી.
કહે છે છગન દાસ, સમજ સમજ મન સજજન,
લાગે શબ્દમાં તાર તો, તે તો જાણો ભજન.

## કુંડલીયા. ॥૫૮॥

નુગરા નુગરા સઅકો કહે, નુગરો કોણ છે ભાઇ,
ગુરૂ ગમ જેને હે નહિ. મર્મ નવ સમજે કાંઇ.
મર્મ ન સમજે કાંઇ. ધર્મ તો કયાંથી આવે.
રાખે ગુરૂપર ભાવ, તે નર મુક્તિ પાવે.
કહે છે છગન દાસ, વિવેક વૈરાગ્યના ઉભરા,
મુક્તિ કયા હે ચીજ, જાણ્યા વિનાના નુગરા.

## કુંડલીયા, ॥૫૯॥

સુગરો કોને કીજીએ, સુગરાનો શો છે સાર,
કરે ગુરૂની સેવના, સંશય રાખે નવ લગાર.

સંશય રાખે નવ લગાર, ગુરૂને બ્રહ્મ સમ જાણે,
કેવલ મુક્તિ પાય, પ્રેમે મોક્ષપદ માણે.
કહે છે છગન દાસ, મનમાં આવે ઉભરો,
કરે ગુરૂ મુખ જ્ઞાનતો, સોહીનર જાણો સુગરો.

કુંડલીયા. ॥૬૦॥

ગુરૂ કોને કીજીએ, ગુરૂનો શો છે મર્મ,
વિવેક કરીને વિચારજો. એહી આપણો ધર્મ.
એહી આપણો ધર્મ, સાર સોધી લે ભાઇ,
આપણ છીએ આરસી. ગુરૂ તો દીપકની નાઇ.
કહે છે છગન દાસ, સ્વરૂપ દેખાડે પુરૂં,
જેને બતાવી શાન, સોહી નર જાણો ગુરૂ.

કુંડલીયા. ॥૬૧॥

શિષ્ય કોને કીજીએ, સુણો શિષ્યની વાત,
તન મન ધન અર્પણ કરે, પરખે પોતાની જાત.
પરખે પોતાની જાતભાત, અંતરમાં પાડે,
શુદ્ધ સ્વરૂપે શ્યામ, ગુરૂને એવા નિહાળે.
કહે છે છગન દાસ, પામ્યો હું આશીશ,
ઉપજ્યું બ્રહ્મનું જ્ઞાન તો, હું કેવળગીરકો શિષ્ય.

કુંડલીયા. ॥૬૨॥

આતમ આતમ સબકો કહે; આતમ કયાં રહ્યો ભાઇ,
ઘટોઘટમેં રમી રહ્યો છે; એ તો મારો ઘોસાઇ.
એ તો મારો ઘોસાઇ; વાત અગમની જેને જાણી,
દ્વૈત ભાવ થયો દુર, અદ્વૈતમાં સુખજ માણી.

કહે છે છગનદાસ, ધ્યાનમાં ભરજ્યો દંભ,
ગુરૂ મહારાજની મહેરથી; સનમુખ દરશે આતમ.

## કુંડલીયા. ॥૬૩॥

જ્ઞાન કરો કોઇ બ્રહ્મનું, તજજો દેહાઅભિમાન,
શ્વાસા દોરી સાધજે, ભુલમાં દેહનું ભાન.
ભુલજ્યો દેહનું ભાન, મનમે સુરત લગાવો,
દેખાશે દેદાર, આતમરામને પાવો.
હું તું તે ત્યાં નહિ, નહિ ત્યાં અજ્ઞાન,
કહે છગન કરજોડકે, ભાસે બ્રહ્મ જ્ઞાન.

## કુંડલીયા. ॥૬૪॥

જ્ઞાની કોને કીજીએ, સુણો જ્ઞાનનો મર્મ.
દશમામાં મહાલી રહે; તેહીજ તેનો ધર્મ.
તેહીજ તેનો ધર્મ, કાળ તો ત્યાં નવ જાવે,
અંત સમે તે સંત, સ્વરૂપ પોતાનું પાવે.
આવાગમન મીટ જાય. સુણો કોઇ નિશાની,
કહે છગન કરજોડકે, સ્વરૂપ જોયું તે જ્ઞાની.

## કુંડલીયા. ॥૬૫॥

સંસાર સાગર સમુદ્ર ભર્યો, જળજકોળા ખાય.
વિષય સુખમાં ભુલી ગયો, હાથેથી હીરો જાય.
હાથેથી હીરો જાય, અવસર અમુલખ ફેર નહિ આવે.
લખચોરાશીની માંય, જન્મ મરણ દુઃખ જે પાવે,
જીણા થઇને શોધજ્યો, સ્વરૂપનો કોઇ સાર,
કહે છગન કરજોડકે, ભોગવું છું સંસાર.

કુંડલીયા. ॥૬૬॥

સંત સંત સબકો કહે, સુણો સંતકી વાત,
રાગદ્વેષ જાકો નહિ પોતે બ્રંમની જાત;
પોતે બ્રંમની જાત અજ્ઞાન તેને નવ વ્યાપે.
જ્ઞાન કુહાડો લે હાથ મોહનાં ઝાડજ કાપે;
સાધન સંપન્ન સાધીયાં કર્યું પુરષાર્થ અનંત;
કહે છગન કર જોડ કે સોહી લક્ષણ સંત.

કુંડલીયા ॥૬૭॥

નિશ્ચે નિશ્ચે સબકો કહે, નિશ્ચેનો કરો નિવેડો;
સાર વસ્તુ શોધજ્યો, મેલજ્યો ભ્રષ્ટ વેડો.
મેલજ્યો ભ્રષ્ટ વેડો, ઝાલજ્યો ગુરૂનો કેડો;
સંસારથી વિરક્ત કરે, કરાવે હરિથી સનેડો.
કહે છે છગનદાસ, આતમ વસ્તુ નિત્ય;
અદ્વૈત રૂપ તો એક છે, એહી વાત છે નિશ્ચે.

કુંડલીયા. ॥ ૬૮ ॥

બ્રંમ વિદ્યા કોઈ ભણવા જાવે, ખરી કમાંણી તે.નર લાવે;
વિષય તજીને અમૃત પાવે, સમજણ વાળા હરિગુણ ગાવે.
સમજણ વાળા હરિ ગુણ ગાવે, વૃથા નવ ભટકાય.
ત્રિદોષ તો વશે કાયામાં, તેને તુ સટકાય.
કહે છે છગનદાસ પરિ કરી લે અવિદ્યા.
લક્ષણ સુધારી સહેલથી, શીખી લ્યો બ્રંમ વિદ્યા.

કુંડલીયા. ॥ ૬૯ ॥

જ્ઞાની તો ગપ્પે ચઢયો, બોલે જ્ઞાન અતિ અપાર.
અનુભવ વાદળ ઉલટયાં, વરસ્યાં નીર અતિ સાર.

વરસ્યાં નીર અતિ સાર, ખીલી હૃદયની ધ્વની.
અલખ નિરંજન ભાળીયા, ભય ટળી ગઈ આ ભવની.
કહે છે છગનદાસ. સુણી લ્યો અગમતણી નિશાની.
સુરતા મોહી સ્વરૂપને, સોઇ નર જાણો જ્ઞાની.

## કુંડલીયા ॥૭૦॥

ગમતમાં ગાંડો બન્યો, લોક કહે છે ગમાર;
ગુરૂ શબ્દ ચલાવજ્યો, પાપ ઉપર સમાર.
પાપ ઉપર સમાર. સાન તો કોઇ નર પાવે.
સંસાર જગડા છોડદ્યો, લેજ્યો આતમ લાવો.
કહે છે છગનદાસ, ગુરૂથી રમું છું રમત;
પાટીદારનું ખોળીયું. ગાંડામાં કરૂં છું ગમત.

## કુંડલીયા. ॥૭૧॥

ઘર ગામ મેરા નહિ, નહિ નામ નિસાન;
બ્રંમ સ્વરૂપે વ્યાપી રહ્યો, ભુલ્યો અવિદ્યા ભાન.
ભુલ્યો અવિદ્યા ભાન, સાન તો કોઇ નર જાણે;
પાવે બ્રંમનું જ્ઞાન તો, તે નર મોજે માણે.
સકલ સ્વરૂપ છે માયરૂં, સમજોને કોઇ નર;
કહે છગન કરજોડ કે, સર્વે સ્થળે ઘર.

## કુંડલીયા. ॥૭૨॥

જેવો તેવો હું હતો, મળ્યા ગુરૂ મહારાજ;
બાહેર વૃતિ દુર કરી, અંતર વાળી આજ.
અંતર વાળી આજ, પ્રેમ અતિશે વ્યાપ્યો;
મન ઠરી ગયું માયરૂં, જાપ અદ્વૈતનો જાપ્યો.

કહે છે છગનદાસ, અમર પદ તો લેવો;
કેવળગીરની મહેરથી, બન્યો હું હતો જેવો.

### કુંડલીયા. ॥૭૩॥

નારી નરકનું છાજ છે, સમજ સમજ કોઇ વીર;
વાચ કાછ વશ રાખજો, હૈડે રાખી ધીર;
હૈડે રાખી ધીર, મન વિષયથી વારો;
કુદરતનું શું કામ છે, નજરાં આગળ ભાળો.
કહે છે છગનદાસ, કાયા કાંણી છે જારી;
પીડ પરાઇ છોડદે, નરકનું છાજ છે નારી.

### કુંડલીયા. ॥૭૪॥

નારી અમુલખ ઝાડ છે, સમજો વીરા કોઇ;
પોતે અંબિકાનો દેહ છે, માનવંત પુરૂષ તેથી હોય.
માનવંત પુરૂષ તેથી હોય, ગુણગાઇને સુણી સુધારે;
ભવ સાગરથી આ જીવને, કોઇ હરિજન ઓધારે.
કહે છે છગનદાસ, માતા મળીછે જેની સારી;
દુધ જેનુ ઉજવળ, કર્યું, અમુલખ જાણો એ નારી.

### કુંડલીયા. ॥૭૫॥

અલ્પ બુદ્ધિથી રચાવીયું, કનક કુંડલ આનું નામ;
કેવળ ગીર કો બાળકો, વશે છે પાંચોટ ગામ.
વશે છે પાંચોટ ગામ, તાલુકે મહેસાણા કહેવાય;
ભુલ સુધારી વાંચશો, તે સાચા સંત ગણાય.
કહે છે છગનદાસ, મન કરી લ્યો કલ્પ;
ગુરૂ જ્ઞાનમાં બોલું છું. બુદ્ધિ મારી છે અલ્પ.

### કુંડલીયા સમાપ્ત.




तत् सत् परमात्माने नमः

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

# જ્ઞાનગુપ્ત નિશ્ચય આખ્યાન.

## પ્રારંભ.

### રાગ ઈંદ્ર વિજય.

પ્રથમ ગુરૂજીને હું રે નમું છું; બુદ્ધિ અનુપમ આજેરે માગું;
સંત ચરણુ રજ શીરે ધરૂં છું, અજ્ઞાન અંધકારથી જાગું.
જ્ઞાનગુપ્ત આખ્યાન રચું, ગુરૂ પરતાપે લેખણી ઝાલું;
માન અપમાન પડતું રે મેલી, અનુભવ આનંદમાંરે મહાલું.

પ્રેમની લહેરો આવે ગુરૂથી, વિધવિધના હું તો શબ્દ લખાવું,
મન મળે આ શાન્તી સાગરમાં, સુખ અતિશય સહેજરે પાવું.
સ્થુળ શરીરનું ભાન ભૂલાવે, નિશ્ચેરે વસ્તુ તે તો જણાવે;
કર્મ ઉપાસના જ્ઞાન ઉપાસના, બ્રહ્મ વિદ્યા સતગુરૂ ભણાવે.
છત્ર ધરૂ આશીર પર ગુરૂનું, ધ્યાન હૃદયમાં નિત્યરે ધરજો,
ગમગુરૂથી પડશે રે ભાઇ, કારજ સર્વે સિદ્ધજ કરજો.
નગારૂ વગાડી કહે ગુરૂ તો, વેદ વાક્યનો સારરે સોહી;
લક્ષણ સુધારોને પ્રેમ વધારો, સમજણ સાન આવશે એહી;
છગન શબ્દ સોધીરે કાઢો, ત્યારે જ્ઞાન સમજાશેરે ભાઇ,
લાઇન ધારા પર શબ્દ રહ્યો છે, સાન ગુરૂ ગમથીરે પાઇ.

ॐ

## ॥ જ્ઞાન ગુપ્ત આખ્યાન ॥

**સાખી**—પ્રથમ નમુ ગુરૂ દેવને, હૃદયમાં કરજો વાસ.
અનુભવ દ્દષ્ટાંત તો રચ્યું, મનગુરૂની પાશ.

**ચોપાઈ**—નૌતમ નગર રળીયામણું, અમરશીંગ રાજન;
જીવશીંગ તેનો પુત્ર છે, સોંપ્યું સઘળુ સાજન.

નૌતમ નગર નામે એક મોટું શહેર હતું. તેમાં અમરશીંગ રાજાનો પુત્ર જીવશીંગ રાજ કરતા હતા. જીવશીંગને પાંચ રાણીઓ હતી. અને રાણીઓ સંગાતે આનંદ કરતા હતા.

**ચોપાઇ**--જીવશીંગ સંસાર ભોગવે, રાણીઓ જેને પાંચ;
પાંચને એક એક પુત્ર છે, રાજા જ્ઞાનમાં નવભરે ચાંચ.

એમાં ચાર રાણીઓ માનીતિ હતી. અને એક રાણી અણમાનીતિ હતી. એ અણમાનીતી રાણી પોતાના કુંવરને લઇને શહેર બહાર એક મહેલમાં રહેતી હતી.

ચોપાઇ—શહેર બહાર રાણી રહે. અને મન કર્યું વિવેક;
પતિવ્રતા પ્રેમ હૃદયમાં, હરિ સંગાતે ટેક.

હવે જીવશીંગ રાજાને એક ચંદન નામનો મોટો બાગ હતો. તેમાં તરેહ તરેહનાં ફૂળ ફુલ સારાં હતાં, એવામાં એ બાગમાં ચોરી થવા લાગી. એ બાગને સાચવવાને માળી રહેતો હતો. એ માળીએ વિચાર્યું કે આ ચોર કોણ હશે. એમ કરતાં કરતાં આ બાગમાં દરરોજ ચોરી વિશેષ થવા લાગી. આથી માળીએ રાજમાં જઇને રાજાને ખબર આપી.

કુંડલીયા.

માળી કહે કરજોડકે, સુણો રાજા મારી વાત;
દુશમન ચોર કેડે પડયો, માટે ઘો તેને એક લાત.
ઘો તેને એક લાત, શિક્ષા સારી કરજો;
ખોડ ભુલાવો જન્મ તણી, જગમાં જશ મેળવજો.
કહે છે છગનદાસ, અનુભવની વાત છે સારી;
રાજા તો ચીંતામાં પડયા, કહી ગયો બિચારો માળી.

આ ચંદન બાગમાં ચોરી થવાનું સાંભળીને રાજાએ સભાભરી અને સોનાનો ટકો તથા પાનનું બીડું મુકયું. અને રાજાએ સભામાં કહ્યું કે આ ચોરને ઝાલવા તૈયાર થાઓ. રાજાનાં આવાં વચનો સાંભળીને કોઇએ હાનાનો ઉત્તર આપ્યો નહિ. એટલે રાજા નિરાશ થઇને વિચારમાં પડયા. એવામાં માનીતી રાણીઓના ચારે કુંવરો આવી ઉભા. આ કુંવરોએ આખી સભા ભરેલી જોઇને પોતાના પિતાને પુછયું કે પિતાશ્રી આજે આપ કેમ ઉદાશ છો. અને આજે આ સભા શા કારણે ભરી છે. આવાં પોતાના પુત્રોનાં વચન સાંભળીને રાજા બોલ્યા.

સાખી—ચંદન બાગ રળીયામણો, ચોરી કરે કોઇ ચોર;
ફળ ફુલતો રહેતાં નથી, માળી કરે ઘણો શોર.

હે મારા વાલા પુત્રો. આપણા ચંદન બાગમાં હંમેશાં ચોરી થાય છે. માટે આ સભા ભરી છે. અને સોનાનો ટકો તથા પાનનું બીડલું મુકયું છે. આવાં પોતાના પિતાનાં વચન સાંભળીને છોકરાઓએ બીડું ઉઠાવ્યું અને છોકરાઓએ કહ્યું કે અમો ચોરને ઝાલવા તૈયાર છીએ અને આપ નિરાશ કેમ થયા છો.

## કુંડલીયા.

સુતનાં વચનો સાંભળ્યાં, રાજાને ઉપજ્યો પ્રેમ;
ચોર પકડવા તૈયાર થયા. હૃદય ધરાવ્યો નેમ.
હૃદય ધરાવ્યો નેમ, સભામાં વિશવાસ આપ્યો.
ઘોડે ચઢીને ચાલીયા, જશનો જાપ તો જાપ્યો,
કહે છે છગનદાસ, વચન કર્યાં સબ ધુતનાં,
રાજા તો નિરાંતે સુઇ રહ્યો, વચન સુણી આ સુતનાં.

રાજાના ચારે પુત્રો એમ કહીને બાગ તરફ ચાલ્યા. અને બાગમાં આવીને માળીને કહ્યું કે ભલાભાઇ તમો ઘેર જાઓ. અમો બાગનો ચોર પકડવા આવ્યા છીએ. માટે ચિંતા કરશો નહિ. અને તમો સવારે વહેલા આવજો. એમ કહીને ચારે જણ બાગની ચારે દીશાએ પેરા ભરવા લાગ્યા. એમ પેરા ભરતાં ભરતાં રાતના બાર વાગ્યા. અને ચારે જણા ભેગા થઇને વીચાર કરવા લાગ્યા કે હે ભાઇ રાતના બાર વાગ્યા પણ હજુ સુધી ચોર આવ્યો નહિ. માટે આપણુ ચાલો સુઇ જઇએ એમ કહીને ચારે જણ સુઇ ગયા.

## કુંડલીઆ.

અંતરિક્ષમાંથી ઉતરી, અપસરાઓ તો ત્રણ;
શું કહું સ્વરૂપ તેહનું, સોના જેવા જેના ચરણ.

સોના જેવા જેના ચરણુ, રૂપરેખા કહી નવ જાવે;
ઉત્તમ મધ્યમ કનિષ્ટ વૃતિ, અંતઃકરણુની કહાવે.
કહે છે છગન દાસ, પ્રારબ્ધ સંચિત ક્રિયામણુ ઘોડા;
વિવેક કરીને વિચારજો, મુક્ો મનના દોડા.

એટલામાં સવાર થયું ને ચારે જણાઓ જાગ્યા, ને જુવે છે તો આ બાગમાં ફળ ફુલ એક પણ રહ્યું નથી. તે જોઇને વિચાર કરવા લાગ્યા; એટલામાં માળી આવ્યો, ને જોયું તો બાગમાં ચોરી થએલી નજરે પડી. એથી માળી રાજા પાસે જઇને કહેવા લાગ્યો કે રાજાજી આપણા બાગમાં આજે પણ ચોરી થઇ છે, આપણા કુંવરોથી પણ ચોર પકડાયો નહિ. આવું માળીનું બોલવું સાંભળીને રાજા ચિંતામાં પડયા, અને કહેવા લાગ્યા કે.

કુંડલીયા.

જીવસીંગ રાજા ગભરાણા છે, મનમાં કરે છે ઉચાટ;
દુશમન ચોર કેડે પડયો, કોઈ પકડો તો આપુ રાજપાટ.
કોઇ પકડો તો આપુ રાજપાટ, પોતાનો કરી રાખું;
બેઠો બેઠો એ રાજ કરે, હું હરિનો રસ તો ચાખું.
કહે છે છગનદાસ, શરીર વાસનાનું છે લીંગ;
અજ્ઞાની કારભારી ઘણા, ગભરાણા છે જીવસીંગ.

હવે પ્રધાનને બોલાવીને રાજા કહેવા લાગ્યા કે, હે પ્રધાન આપણા બાગનો ચોર પકડાય તેમ લાગતું નથી. માટે હવે આપણુ કેમ કરીશું તો ચોર પકડાશે: ત્યારે પ્રધાન બોલ્યો કે હે રાજા આવતી કાલે સભા ભરોને આપણા રાજમાંથી બેઆની ભાગ આપવાનું રાખો તો કોઇ પણ ચોર પકડવા તૈયાર થશે.

પહેલો અંક સમાપ્ત.

# ॥ અંક બીજો ॥

## કુંડલીયા.

પરધાન ઉમરાવ ભેગા થયા, સભા ભરી છે આજ;
ચોર પકડી કોઇ લાવશો, તો રહેશે સઘળી લાજ.
રહેશે સઘળી લાજ, રાજમાં બે આની તો આપું;
દરીદ્ર તેનું દુર કરીને કષ્ટ સઘળુ તેનું કાપું.
બોલ્યા રાજા જીવસીંગ, સામરથ કોઇ જન થાવો.
બખતર પહેરો પ્રેમથી, ચોર પકડવા કોઇ જન જાવો.

બીજા દીવસે રાજાએ સભા ભરીને પાન બીડુ તથા સોનાનો ટકો મૂકયો. અને આખા નગરમાં ડંડેરો પીટાયો. કે આપણા ચંદન બાગનો ચોર પકડી લાવશો તો તેને રાજમાં બે આની ભાગ આપવામાં આવશે. આ વાતની ચળવળ આખા નગરમાં ચાલી રહી છે પણ કોઇ તૈયાર થતું નથી, અને આખી સભા નિરાશ થઈ બેઠી છે. એવામાં પ્રધાનને વિચાર થયો કે લાવ અણમાનીતી રાણીના મહેલે જાવું અને આ કામ તેમના કુંવર પાસે કરાવું. એમ વિચારીને પ્રધાન ઉઠયા, અને રાણી પરાની પાસે આવ્યા ને કહ્યુ.

ચોપાઇ—રાણી સુણો મારી વાતડી, રાજા ભેળાવે છે રાજ;
કુંવર તમારો સુરવીર છે, માટે કરાવો આટલું કાજ.

હે રાણી સાહેબ આપણા રાજાનો ચંદન બાગ છે તેમાં ચોર આવીને ચોરી કરી જાય છે. તે ચોર કોઇનાથી પકડાતો નથી, અને રાજાએ એવો ઠરાવ કર્યો છે કે એ ચોર પકડી લાવે તેને રાજમાં બે આની ભાગ આપું. માટે આપનો કુંવર ચોર પકડવાને સામરથ છે. માટે આ કામ આપના કુંવર પાસે કરાવો. ત્યારે રાણી બોલ્યાં.

ચોપાઇ—પ્રધાન ભલે આવીયા, કોને આપી તમને ભાળ;
અણુમાનીતાં અમને કર્યાં કુંવર નાનેરૂ છે બાળ.

હે પ્રધાનજી તમો ભલે અહી આવ્યા, પણ મારો કુંવર ચોર પકડવામાં શું સમજે; એ તો નાનો છે અને આવી ભાળ તમને કોને આપી. એટલામાં કુંવર ત્યાં આવી પહોંચ્યો અને પોતાની માને કહે છે કે મા શું છે, અને આજે પ્રધાનજી કેમ આપણા મહેલે આવ્યા છે. ત્યારે તેની માએ કહ્યું કે બેટા તારા પિતાના ચંદન બાગમાં ચોરી થાય છે. તે ચોર કોઇનાથી પકડાતો નથી. માટે પ્રધાનજી અહી આવ્યા છે, આવાં માતાજીનાં વચન સાંભળીને કુંવર બોલ્યો કે હે મા આપની રજા હોય તો એ ચોરને મારે પકડવો, ત્યારે તેની માએ કહ્યું કે હે ભાઇ આપણુને અણુમાનીતાં કર્યાં છે: તેથી રાજા આપણુને કોઇ દીવસ બોલાવતા નથી અને એમનો ચોર આપણે શું કરવા પકડવો પડે. ત્યારે કુંવર બોલ્યો કે હે મા. હું સભામાં જાવું અને મને મારા પિતાશ્રી માનભેર બોલાવે તો એ ચોર પકડવાને તૈયાર થઇશ ત્યારે રાણી બોલ્યાં કે ભલે બેટા તારી મરજી. પછી કુંવર પ્રધાનની સાથે સભામાં આવ્યા. સભામાં કુંવરને આવતો જોઇને રાજાને પ્રેમ ઉપજ્યો.

કુડલીયા.

દુરથી કુંવરને દેખીયો, ને હૃદય ઉપજ્યો પ્રેમ;
શેવકજનોએ સનમાન કર્યું, રાજાએ મુકયો નેમ.
રાજાએ મૂકયો નેમ મનની ભ્રમના ટુટી;
સામર્થ પુત્ર મમ તણો, ચોરની આયુષ ખુટી.
કહે છે છગન દાસ, સભા હરખી એના નૂરથી;
અભય પદ રાજાને મળ્યું, દેખ્યો કુંવરને દુરથી.

અને રાજાએ કુંવરને બોલાવી પાસે બેસાડયો અને કહ્યું કે આવો બેટા તમે ભલે પધાર્યા, ત્યારે કુંવર બોલ્યો કે પિતાજી આજે આપ નિરાશ કેમ દેખાઓ છો. ત્યારે રાજાએ કહ્યું કે ભાઇ આપણો ચંદન બાગ છે. તેમાં કોઇ ચોર ચોરી કરી જાય છે, તે ચોરને કોઇ પુરૂષ પકડવા સામર્થ નથી. તેથી હું નિરાશ છું. અને આ મોટી સભા ભરી છે હવે રાજા બોલ્યા કે.

॥ ગાયન. ॥

સુણો કુંવર મારા. ચોર ચોરી કરે છે છાની;
નગરી નવતેરીમાં રે, કોઇ પકડે નહિ એ વેરી. ॥સુણો૦॥
પાન બીડું ટકો મેં મુકયો, ઉપાડો કોઇ જ ન લેરી;
કામ કરો રે કુંવરજી, હામ પોકે જો આ તેરી. ॥સુણો૦॥
કરી કામ તમે તો આવો, રાજપાટ સુખ પાવો;
આ સભાજનોને રિઝાવો, સુરવીર બેટા થાવો. ॥સુણો૦॥
વચન તાતનાં સુણ્યાં છે. પ્રેમ કુંવરને ચઢયો છે;
આજ અવસર મળ્યો છે. ભાગ્ય નિશ્ચયનાં ભળ્યાં છે. ॥સુણો૦॥

હે બેટા આ ચોર તમે પકડશો એવી આશા છે, માટે જો તારી હિંમત હોય તો આ ચોર પકડવા સામર્થ થાઓ. અને મારા હૃદયને રીઝાવો ત્યારે નિશ્ચય કુંવરજી બોલ્યા.

॥ ગાયન ક્ષત્રિ કલંક ॥

સુણો પિતાજી મારાં વચન, ઉદાશી તમે મેલો આજે રે;
એ ચોરના શા છે ભાર. ઉદાશી.
મારૂ ગેડી ગુપતીનો માર. ઉદાશી.
એનો કરી નાંખુ આજે કાળ. ઉદાશી.
હું તો સામર્થ છુ તમારો તંન. ઉદાશી.

ભલે હશે કોઇ મોટો બળવંત. ઉદાશી.
એમ કહીને બીડુ લીધુ હાથ. ઉદાશી.
પ્રેમથી ભરાવી છે રાજા એ બાથ. ઉદાશી.
આખી સભા બોલી કુંવર રાખે લાજ. ઉદાશી.
નક્કી કરશે એ નિશ્ચય કાજ. ઉદાશી.

કે હે પિતાજી. એ ચોરને હું પકડીશ એમ કહીને બીડું તથા સોનાનો ટકો ઉપાડી લીધો. અને સભામાંથી પોતાના મહેલે ગયો. અને સભા ઉઠી ગઇ. અને રાજાને ઘણો આનંદ થયો. કુંવર ઘેર ગયો ત્યારે તેની માએ પૂછ્યું કે બેટા તને રાજાજીએ હરખથી બોલાવ્યો હતો કે કેમ, ત્યારે નિશ્ચય બોલ્યો કે મારા પિતાજીએ મને ઘણા હેતભાવથી બોલાવ્યો હતો. અને ચોર પકડવાનું મારે માથે લીધું છે. ત્યારે રાણી બોલ્યાં કે હે બેટા એ ચોર તારાથી પકડાશે. ત્યારે કુંવર કહે છે કે એ ચોરના શા ભાર છે. ત્યારે રાણી બોલ્યાં કે હે બેટા તું ચોર પકડવામાં શું સમજે તુ તો હજું નાનું બાળ છે.

ગાયન.

બેટા કીધું મારૂ માનો, નથી એ બાળપણાનું કામ.
ચંદન બાગ રાજાજી તણો છે, શું કરવા કરો છો એ કામ.
કુલવાસના નથીરે જોઇતી, શીદ ભરાવો હામ. નથી એ બાળ.
દુશ્મન ચોર જબરોરે હોય તો કરીરે નાખે કાળ.
વિશ્વાસ મુજને આવતો નથી, એ તો મારે માર. નથી એ બાળ.
દુઃખીયારી આ માતા તારી, મારૂરે બેલી કોણ.
તને દેખી મારૂ હૃદય ઠરે છે, નિશદિન ઉગે ભાણ. નથી એ બાળ.

આવાં માતાનાં વચન સાંભળીને છોકરો બોલ્યો કે હે માતુશ્રી મારી તમો શીદને ચિંતા કરો છો. આપણો બેલી પરમાત્મા છે.

ત્યારે રાણી કહે છે કે હે બેટા તને હું નહિ જવા દઉં. ત્યારે નિશ્ચય બોલ્યો.

### ગાયન. ક્ષત્રિ કલંક.

સુણો માતાજી મારાં વચન, આવુંરે તમે શીદ બોલોરે,
આ સામર્થ છે તારો તન, આવુંરે તમે શીદ બોલોરે.
નવ માસ વેઠયો તેંતો ભાર. આવું.
એ ચોરને હું મારૂં માર. આવું.
મેંતો પીધેલું છે તારૂં દુધ. આવું.
આ કામ કરીશ હું તો ખુદ. આવું.
ભરી સભામાં બીડું લીધું હાથ. આવું.
હું તો દુશ્મનને ભરાવીશ બાથ. આવું.
પુઠ છુપાવું તો લાજે મારી માત. આવું.
પછે શું કરવી છે જાતને ભાત. આવું.
કહે છગન સુરાનાં છે કામ. આવું.
જુવો નિશ્ચે કુંવરની કેવી છે હામ. આવું.

હવે આવાં વચન કુંવરનાં સાંભળી રાણી કહે છે કે હે બેટા જાઓ પણ ચેતન રહેજો. ત્યારે કુંવરે કહ્યું કે માજી બધું સારૂં. ત્યારે રાણી બોલ્યાં કે બેટા જમીને તૈયાર થાઓ. તમારો ઘોડો તથા હથીયાર સજો. પછી કુંવર ખાઇપીને હથીયાર સજી તૈયાર થયો.

**ચોપાઇ**—ખાઈ પી કુંવર તૈયાર થયો, હથીયાર લીધા હાથ.
ઘોડે બેસી ચાલીયો, કોઈ નથી તેની સંગાથ.

ત્યારે તેની મા શું કહે છે.

**ચોપાઇ**—સાંભળ નિશ્ચે મમતણા, જોજે લજાવતો દુધ મારૂં.
દિગવિજય કરી વહેલો આવજે, કામ કરજે તું સારૂં.

ત્યારે કુંવરે કહ્યું કે બહુ સારૂં. આપણી લાજ પરમાત્મા રાખશે. એમ કહીને ઘોડો ખેલાવતો ખેલાવતો ચંદન બાગ પાસે આવ્યો. અને બગીચામાં આવી માળીને કહ્યું કે ભલાભાઇ આજે આ બાગની ચોકી કરવા હું આવ્યો છું. માટે તમો સુખેથી ઘેર જાઓ. અને કાલે સવારે વહેલા આવજો એમ કહીને માળીને ઘેર મોકલ્યો ત્યાર પછી કુંવરે મનમાં વિચાર્યું કે ચોરને આવતાં આવતાં લાવ જરા આરામ લઉં. એમ ધારીને કુંવર બિસ્તરો પાથરીને સુઇ ગયો. પછી રાતના અગીયાર વાગ્યા ત્યારે કુંવર જાગ્યો. અને મોં ધોઇ પાણી પીને હથિયાર સજ્યાં એવામાં અંતરીક્ષમાંથી જેમ વીજળીનો ઝબકારો થાય તેમ નજરે માલમ પડયું. એ નજરોમાં પડતાંની સાથે કુંવર તૈયાર થયો. અને જુવે છે તો ત્રણ સ્ત્રીઓ ઘોડેસ્વાર થઇ આવેલી નજરે ભાળી. અને ઘોડા ઉભા રાખીને ફળ ફુલ વિણવા લાગી. ત્યારે નિશ્ચએ વિચાર કર્યો કે આ ચોર મારે કેવી રીતે ઝાલવા. તેની એક ભારે ચિંતા થઇ. પણ મનનાં વિચાર કર્યો કે લાવ તેના ઘોડાને ઝાલું. તો એ પકડાશે.

ચોપાઇ—ખુંખારો કરી ઉઠીયો, હથિયાર લીધાં હાથ.

પવટ ઝપાટે કુદીયો, અને ઘોડાને ભરાવી બાથ.

એમ ધારીને ઘોડાને બાથ ભરાવી. જ્યારે ઘોડો પકડાયો ત્યારે ઈંદ્રની અપસરાઓને જાણ થઈ. ત્યારે અપસરાઓ તથા બે ઘોડા છુટા હતા તે ચાલ્યા ગયા. ત્યારે આ પકડાએલો કાળો ઘોડો બોલ્યો. હે ભાઇ મારો સ્વાર જતો રહ્યો ને મને શું કરવા પકડી રાખ્યો છે. મને જવા દો. ત્યારે કુંવર બોલ્યો કે હું તને નહિ જવા દઉં. ત્યારે ઘોડો કહે કે હું તને એક વરદાન આપું તો જવા દઇશ. ત્યારે કુંવરે કહ્યું કે હા—શું વરદાન આપે છે. ત્યારે ઘોડો કહે છે કે મારા

પુછડાનો એક વાળ તોડી લ્યો ને તમારી પાસે રાખો. જ્યારે તમારે ખપ પડે ત્યારે એ વાળને જરા અગ્નીથી દઝાવજો. એટલે મને જાણ થશે. એટલે હું આવીને તમારી પાસે ઉભો રહીશ. અને તમારે જ્યાં જાવું હશે ત્યાં હું તમને લઇ જઇશ. આવું ઘોડાનું કહેવું સાંભળીને કુંવરે એક વાળ લીધો. અને ઘોડાને જવા દીધો. એટલામાં સવાર થયું ને માળી બાગમાં આવ્યો. માળીએ બાગમાં જોયું ત્યારે ચોરી થએલી જેવામા આવી નહિ. ત્યારે માળી બોલ્યો કે શાબાશ છે. એમ કહીને માળી તથા કુંવર રાજા પાસે ગયા. અને રાજાજીને માળીએ કહ્યું કે આજે આપણા કુંવરે ચોરને નસાડયો છે. ત્યારે રાજા બોલ્યા કે ભાઈ આજે સાંજે તું ચોરને પકડી મારી પાસે લાવજે. ત્યારે કુંવરે કહ્યું કે બહુ સારૂ. એમ કહી કુંવર ઘેર ગયો. અને સાંજ પડી એટલે બાગમાં ગયો. અને સુઇ ગયો રાતના અગીઆર થયા એટલે જાગીને તૈયાર થયો જ્યારે બાર વાગ્યા એટલે અપસરાઓ આવી. એટલે કુંવરે વીચાર કર્યો કે આ કંઇ પકડાશે નહિ માટે લાવ તેના લાલ ઘોડાને ઝાલું. એમ ધારીને લાલ ઘોડાને ઝાલ્યો એટલે અપસરાઓ જતી રહી. અને ઘોડા બોલ્યો કે ભાઇ મને જવા દે. એક વરદાન આપું એમ કહી લાલ ઘોડે કુંવરને વરદાન આપ્યું. અંને ઘોડો ચાલ્યો ગયો. એટલામાં સવાર થયું અને કુંવર રાજા પાસે ગયો અને કહ્યું કે પિતાશ્રી બે દીવસથી ચોર નાશી જાય છે પણ આજે સાંજે તો હું એને નક્કી ઝાલીશ. અને તમારી પાસે લાવીશ. ત્યારે રાજા કહે કે બહુ સારૂ એમ કહી કુંવર ઘેર આવ્યો. અને જ્યારે સાંજ પડી ત્યારે કુંવર બાગમાં જઇને એક ઝાડના ઓઠે બેઠો. અને રાતના બાર વાગ્યા ત્યારે અપસરાઓ આવી. ત્યારે કુંવરે વિચાર્યું કે લાવ આવતાંને આવતાં ઝાલું. એમ

કહીને ઉઠયો ને સફેદ ઘોડા ઉપર બેઠેલી અપસરા હતી તેને તથા તેના ઘોડાને ઝાલ્યાં ને બીજી અપસરાઓ તથા તેના ઘોડા જતા રહ્યા. એટલે અપસરા બોલી કે ભાઇ અમને જવા દે. અને અમો હવેથી તારા બાગમાં ચોરી કરવા કોઇ દીવસ આવીશું નહિ. અને જો આવીએ તો ઈંદ્ર રાજાની દુવાઇ છે. આવું અપસરાનું બોલવું સાંભળીને કુંવર બોલ્યો.

ગાયન ક્ષત્રિકલંક.

ઉભી રહે આવી તુતો હાથ, રંડારે તુને ઠેર મારૂરે.
તને લઇ જાવુ મારી સાથ. રંડારે.
મારા પિતાજી દેશે તને ડંડ. રંડારે.
મેતો દેખી તારી બુદ્ધિ છે મંદ. રંડારે.
મારા પિતાને કરેલો ઉતપાત. રંડારે.
તુ તો ચોરી કરી ગઇ કેટલી રાત. રંડારે.
તાણા ખેંચમાં છુટી ગયો ચોર. રંડારે.
વચન આપ્યાને થઈ ગયો ભોર. રંડારે.
ઘોડો રહ્યો છે નિશ્ચયના હાથ. રંડારે.
એને ભરાવી છે જબરી બાથ. રંડારે.
કહે છગન લીધાં છે વચન. રંડારે.
ધન ધન રાંણી પરાકેરા તન. રંડારે.

અને અપસરા હાથમાંથી છુટી ગઇ ને ઘોડો હાથમાં રહ્યો ત્યારે ઘોડાએ કહ્યું કે ભાઈ મને જવા દો. હું તમને એક વરદાન આપું ત્યારે કુંવરે કહ્યું કે પેલા ઘોડાઓએ વરદાન આપ્યાં છે તેવું વરદાન આપે તો હું તને જવા દઉ. ત્યારે ઘોડાએ કહ્યું કે એ પ્રમાણે મારૂ વરદાન કબુલ છે. એમ કહીને એક વાળ આપીને ચાલી ગયો.

એટલામાં સવાર થયું. અને કુંવરે રાજા પાસે આવીને બધી વાત કહી સંભળાવી. કહ્યું કે હે પિતાજી આપ હવે નિરભય રહો. ચોર હવે કોઇ દીવસ આવશે નહિ.

ઈંદ્ર રાજાની દવાઇ આડી કરીને ગયો છે. રાજાએ કહ્યુ કે બહુ સારૂ. આવું કુંવરનુ પરાક્રમ જોઈ અને અણમાનીતી રાણીને રાજ્યમાં બોલાવ્યાં. અને આનંદ વરતાયો.

**ચોપાઇ**—નિશાન ડંકા વાગીયા, વરત્યો જે જે કાર.
સોના રૂપાના પુષ્પથી વધાવીગો છે એ બાળ.

**।। બીજો અંક સમાપ્ત. ।।**

**અંક ત્રીજો પ્રારંભ.**

**કુંડલીયા.**

બાગ બનાવ્યો અવનવો, પુત્રને દુગધા ટાળી;
સુખમાં એક દુઃખ થયું, નવિન સપનુ ભાળી.
નવિન સપનુ ભાળી, અલોકીક ઝાડતો દેખ્યું;
શું કહું વાતો તેહતણી, નવ થાય તેનુ લેખું.
કહે છે છગનદાસ, ભલો મળ્યો છે આ લાગ;
વિસ્તારીને વર્ણન કરૂં સપનું થયું છે અથાગ.

હવે રાજા જીવસીંગ સુખશાંન્તીમાં દિવસો ગાળતા હતા. એવામાં એક રાત્રીના સમયે એક અલોકીક સ્વપનું થયું. સ્વપનામાં એવું દેખવામાં આવ્યું. કે સોનાનું ઝાડ અને રૂપાનું પુલ અને મોતીની કળીઓ આવું દેખવામાં આવ્યું એટલે રાજાને નવિન વિચારો વારંવાર થવા લાગ્યા. કે આ ઝાડ મને પ્રત્યક્ષ કોણ બતાવે એવો વિચાર કરીને જેમ તેમ કરીને રાત્રી વીતીને સવાર થયું રાજા ઉઠી નાહી પરવારી સવારમાંજ પોતાના શાણા અને ચતુર પ્રધાનો અમીર

ઉમરાવ સહ સભા ભરી અને પોતાના પુત્રોને બોલાવી સર્વને રાત્રે થયેલા સ્વપનાની વાત કહે છે.

છંદ. રાગ ઈંદ્ર વિજય.

આજે બેટા એક સપનું થયુ મારૂ મન ચગડોળે ચઢયું છે;
ઝાડ દેવાંશી અમેરે દેખ્યું સ્ફુરણું હૃદયમાં પડયું છે.
સામર્થ થાજો ઓ મારા તન એ ઝાડ લાવીને મનેરે આપો;
મન મુઝાય છે મારૂ ઓ વીરા કષ્ટ સઘળુ કોઇ જન કાપો.
સોનાનું ઝાડ રૂપાનાં ફુલડાં ને મોતીની કળીઓ મેં નજરેરે ભાળી;
દેવાદિ દેવ ત્યાં આવી વસે છે વાહ એ ઝાડને જાઉ બલીહારી.
આવીરે વાત રાજાની સુણી કુંવર બોલ્યો છે વચન ઉચારી;
છ માસે પિતા લાવીને આપુ તમે તો બેસો રાજ સંભાળી.

આવાં રાજાનાં વચન સાંભળી, આખી સભા વિચારમાં પડી, કોઇને ઉત્તર પણ આપ્યો નહિ. ત્યારે રાજાએ પોતાના પુત્રો સામે જોયું કે તરતજ પરારાણીનો પુત્ર નિશ્ચય ઉભો થઇ પીતાને નમન કર્યું અને બોલ્યો કે હે પિતાજી તમે શા માટે ગભરાવો છો જો આપનો હુકમ હોય તો હું એ ઝાડ આજથી છ માસે લાવીને આપની સમક્ષ રજુ કરૂં ત્યારે પુત્રનાં આવાં હિંમતથી ભરેલાં વચન સાંભળી રાજાને ખુબ આનંદ થયો અને કહ્યું કે બેટા તૈયાર થાઓ અને સત્વરે કામ કરી વહેલા આવો ત્યારે કુંવર નીશ્ચય પોતાની માતા પરારાણી પાસે જઇ સભામાં થયેલી વાત કહી સંભળાવી ત્યારે રાણીએ પ્રસન્ન થઇ રજા આપી. એટલે કુંવર જવાની તૈયારી કરવા લાગ્યો. ત્યારે જે માનીતી રાણીઓના વિશ્વ તેજસ. પ્રાયગ્ય અને પ્રતક્ષ એ ચારે ભાઇઓ ભેગા થઇને વીચાર કરવા લાગ્યા ત્યારે ચાર જણાથી મોટાભાઇ પ્રતક્ષ બોલ્યો કે—

ગાયન રાગ. સતસંગ સદા સુખકારી. એ રાગ.

ચેતો ભાઇઓ વાત વિચારી, આતો ગજબ થયો મહાભારી; ટેક
રાજા આપણુનેરે દુર કરશે, નિશ્ચય વહાલોરે થઇને ફરશે;
પછી રાજનો થશે અધિકારી, આતો ગજબ થયો મહાભારી. ૧
એ તો ઝાડ લેવાને જાશે, અતિ ઘણેરો જશ તેનો થાશે;
પછી સુખ સઘળું તે પાસે, આતો ગજબ થયો મહાભારી. ૨
માટે વિશ્વરે આવો વીરા, પ્રાગ્ય, તેજસને બોલાવો ધીરા;
પ્રતક્ષ બોલ્યો વચન ઉચારી, આતો ગજબ થયો મહાભારી. ૩
ભાઇ ચારે તો ભેગા થયા છે, મનમાં ઘાટ જુદારે ઘડયા છે;
એને દગાથી નાખો મારી, આતો ગજબ થયો મહા ભારી. ૪
માટે ચાલો સંગાથે આજ, ભાઇ ભાઇ કરી સાધો કાજ;
ત્યારે આપણી રહેશે લાજ, આતો ગજબ થયો મહાભારી. ૫

પ્રતક્ષનાં આવાં વચન સાંભળીને સર્વ ભાઇઓને આનંદ થયો અને એકદમ પોતાના પીતાજી પાસે ગયા અને કહેવા લાગ્યા કે હે પિતાજી અમો પણ ભાઈનિશ્ચયની સાથે જવાને રજા માગીએ છીએ ત્યારે રાજા બોલ્યા કે હે પુત્રો નીશ્ચય આવે એટલે પૂછી જોઉં હા પાડે તો ખુશીથી જાઓ. એટલામાંજ નિશ્ચય આવી પહોંચ્યો અને પિતાને નમન કર્યું ત્યારે રાજા કહેવા લાગ્યા કે આ તારા ચાર ભાઇઓ પણ તારી સાથે આવવા તૈયાર થયા છે ત્યારે નિશ્ચય બોલ્યો કે હે પિતાશ્રી મારી સાથે કોઇને લઇ જવાનો નથી. હું એકલોજ જઈશ. ત્યારે રાજા બોલ્યા કે આ પણ તારી સાથે આવશે તો હોંશીઆર થશે માટે સંગાથે લેતા જાઓ. આવી પીતાની આજ્ઞા થઇ એટલે નિશ્ચયે પિતાનું વચન માન્ય રાખીને સાથે લીધા. અને મનમાં વિચાર કર્યો કે ના છુટકે હા કહી પરંતુ આ દુષ્ટ ભાઇઓ

મારા કામમાં વિધન કરશે માટે ભાવ હું ચાલતો પગપાળો જઇશ તો આ થોડુ એક ચાલશે એટલે કંટાળીને પાછા વળશે આવો વિચાર કરી રજા માગી ચાલવા લાગ્યા. અને પુર્વ દીસા તરફનો મારગ લીધો ચાલતાં ચાલતાં મધ્યાન થવા આવ્યો એટલે ચાર ભાઇઓને થાક તથા સુર્યનો તાપ લાગવાથી પરસેવાના રેબ રેબ થઇ ગયા અને નિશ્ચયને કહ્યું કે હે ભાઇ અહી વિશ્રામ લઇ શાન્ત થઇએ ત્યારે નિશ્ચય બોલ્યો કે હે ભાઇઓ જ્યાં સુધી સોનાનું ઝાડ મળ્યુ નથી ત્યાં સુધી વિશ્રામ લેવો એ કાયરનું કામ છે માટે તમારે મારી સાથે આવવુ હોય તો આથી પણ અધિક દુઃખો સહન કરવાં પડશે નહિ તો પાછા ઘર ભણી જાઓ ત્યારે ચાર ભાઇઓ વિચાર કરવા લાગ્યા કે હવે નિશ્ચય આપણું કહેવુ નથી માન્ય રાખતો માટે તેને જો અતિશય હેરાન કરીશું તો આપણો ધારેલો મનસુબો પાર પડશે નહિ એમ ધારી મુંગે મોંઢે ચાલવા લાગ્યા. અને ચાલતાં ચાલતાં કેટલાક દિવસો સુધી બહુ લાંબો પંથ કાપ્યો એટલામાં દુરથી એક નગર દેખાવા લાગ્યું ગામની પાદરે આવીને એક ઝાડ નીચે બેઠા એવામાં એજ નગરનો એક માણુસ ત્યાં આવી જોડમાંજ બેઠો ત્યારે નિશ્ચયે તેને પૂછ્યું કે હે ભાઇ આ નગરનું શું નામ છે અને કયા રાજાનું નગર છે આ નગરમાં શી ધામધુમ થઇ રહી છે ત્યારે તે માણુસ બોલ્યો કે...

...કુંડલીયા...

વિવેક નગર રળિયામણું, અને વિવેકસીંગ રાજન;
નીરવૃત્તી તેની દીકરી, સયંમવર રચ્યો મન પરસંન.
સયંમવર રચ્યો મન પરસન, કઠીન પ્રતિજ્ઞા પાળે;
સાત માળ કુદાવે ઘોડલો, ફૂલદડો કોઇ મારે.

કહે છે છગનદાસ અંબાતણો અવતાર છે.
જેને મળે એ નાર તો પુન્ય તણો પરતાપ છે.

હવે નિશ્ચયે આ વટેમાર્ગુનાં વચન સાંભળી વિચાર કર્યો કે લાવ આ નગરમાં જઇએ અને બે ત્રણ દિવસ રહીએ એમ ધારીને નગરમાં આવી ઉતારો કરવા માટે તપાસ કરવા લાગ્યા પરંતુ તમામ દેશ પરદેશના રાજાઓ આવેલા હતા તેથી કયાંય પણ જગ્યા મળી નહિ સોધ કરતાં એક કુંભારના ત્યાં ગયા અને ત્યાં ઉતર્યા રસોઇ બનાવી ભોજન કર્યું અને શાંન્તીથી બેઠા. કલાક આરામ લીધો ત્યાર પછી નિશ્ચયને ચાર ભાઇ કહેવા લાગ્યા કે ચાલો સ્વયંવર જોવા જઇએ ત્યારે નિશ્ચય બોલ્યો કે તમો એક વખત જોઇ આવો મારે જોવાની ઇચ્છા નથી. તમો ખુશીથી જાઓ એટલે ચાર ભાઇ જોવા ગયા તેમના ગયા પછી નિશ્ચયે વિચાર કર્યો કે આ સ્વયંવરમાં શી શરતો મૂકી છે. તે ચારે ભાઇઓ જોઇને આવશે એટલે ખબર પડશે આવો વિચાર કરીને આરામ કરવા લાગ્યો. હવે ચારે ભાઇઓ ચાલતા સ્વયંવરનો મંડપ રચેલો હતો ત્યાં ગયા અને બેઠા થોડી-વારે રાજા મહારાજાઓની તથા શહેરના પ્રજાજનોની પૂષ્કળ ભીડ થઇ તેની વચ્ચે એક સુશોભિત સિંહાસન ઉપર રાજા વિવેકસીંગ બેઠા હતા અને બાજુમાં જમણી તરફ પ્રધાન વૈરાગ્ય બેઠો હતો તે ઉભો થઇ કહેવા લાગ્યો હે માનવંતાં મહેમાનો સાંભળો. વિવેક-સીંગની પુત્રી નિરવૃતીનો એવો વિચાર છે કે આ સ્વયંવરમાં જે કોઇ રાજા પુરૂષાર્થ કરશે અને સઘળી સરતો પ્રમાણે કાર્ય કરવાને શક્તિમાન થશે તેને વરમાળ પહેરાવશે. તો હું તે સરતો આપ સર્વેને કહું છું તે સાંભળો.

## ગાયન.

પરમારથમાં પગલાં ભરજે, નીજ જીવનમાં કંઇ આદરજે. એ. રાગ.

કોઇ શુરવીર નર ઉભા થાઓ, નિરવરતી કેરૂ પણ પાળો;
સાતમા માળે બેઠેલી કન્યા, ફૂલદડો છાતીમાં મારો. ૧
બે દિવસ તો એવું કરજો, મન સાથે આનંદ મહાલો;
ત્રીજા દિવસનું કામ કઠણ છે, બારીમાં ઘોડો ઘાલો. ૨
છઠ્ઠા માળે બેસે હિંચોળે, કષ્ટ તો કોઇજન કાપો;
પ્રેમે વરશે પુત્રી અમારી, વરમાળા તેને આપે. ૩
કઠણ કામ સયંમવર કેરૂ, તમે તો શુરવીર થાજો;
ઘોડો તૈયાર કરીને ઉઠો, પછી નિરવરતીને મોહજો. ૪

આ પ્રમાણે રાજા વિવેકસીંગના પ્રધાન વૈરાગ્યને સભામાં કહ્યું અને સ્વયંવરનું કામ કરવાને રજા આપી. ત્યારે આવેલા રાજાઓ જેઓનાં નામ. માનોજી, અભિમાનજી, કામોજી, ક્રોધોજી લોભાજી. તથા મોહોજી અને ભયોજી, અહંકારજી, દુષ્ટોજી, કાળોજી, વહેમરાજજી સંશયજી, શોકરાજજી, હરખાજી, તથા વિષયજી વિગેરે રાજાઓ અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યા કે આપણામાંથી પહેલો કોણ ઉઠે છે, ત્યારે માનોજી બોલ્યા કે, હું તૈયાર થાઉં છું. એમ કહી ઉઠયા.

રાગ. ક્ષત્રી કંલંગ.

કરૂં સંત્વરે આ કાજ, આનો તો શો ભાર પડયો રે.
વેગે વધારૂં હું કુળની લાજ. ,, ,,
એમ કહીને થયો ઘોડેસ્વાર; ,, ,,
વરૂ કન્યા નવ કરૂ વાર; ,, ,,
ઘોડો કુદ્યો છે પાંચમે માળ;

નીચો પડયોને થઇ ગયો કાળ. ,, ,,
પછી ઉઠયા છે અભિમાન; ,, ,,
એતો પછડાયો ન રહી સાન. ,, ,,
હવે કામોજી થયા તૈયાર; ,, ,,
એને આંધળો વાગ્યો માર. ,, ,,
ક્રોધાજીને ચઢી ઘણી રીસ; ,, ,,
રાજા પડયા એમ એકે એકે વીસ. ,, ,,
પડે ઘોડેથી વાગે છે માર; ,, ,,
ત્યાં તો ઘણાનો થઇ ગયો કાળ. ,, ,,
કોઇનાથી નવ થયું કામ; ,, ,,
છગન કહે એ તો શુરાની હામ ,, ,,

અને આ પ્રમાણે ઘણાએક રાજાઓ ઉભા થઇને પછડાયા. પણ સયંવરતું કામ કોઇથી થયું નહિ. અને ઉલટા હેરાન થયા ને સમય પુરો થવાથી. આખી સભા નિરાશ થઇને ઉઠી અને જે પેલા ચારે ભાઇઓ હતા તે પણ ઉઠીને તેમના મુકામે આવ્યા. અને પોતાના મોટા ભાઇ નિશ્ચયને આ વાત કહી, સંભળાવી. ત્યારે નિશ્ચય બોલ્યો કે હે ભાઇ જેવું જેનું ધારેલું નિયમ છે. તેવું પરમાત્મા પુરૂ કરે છે અને કરશે, એમ કહીને પાંચે ભાઇઓ સુઇ રહ્યા. હવે રાત્રે નિરવૃતિ કુવરી પોતાના રાજ મહેલમાં જાગી ઉઠી. ને પોતાની પ્રતિજ્ઞાનો વિચાર કરવા લાગી. અને પ્રભુને પ્રાર્થના કરવા લાગી.

### ગાયન.

(રાગ તેરી યાદી હરદમ દમ આયા કરે.)

નિરવૃત્રિ બળાપો રૂદય એ કરે;
કોઇ સુરવીર નર આ કામ કરે;

કઠણ પ્રતિજ્ઞા માયરી કાયર ન કરી શકે.
શુરવીર ક્ષત્રિ કેરો બાળ, મને તો વરી શકે;
પ્રેમે પહેરાવું વરમાળ તેને. ।। નિરવૃત્રિ. ।।
પ્રભુ હું દાસી તારી અરજ રૂદયમાં ધરો;
કરોને પેરણા પુન્ય આજ તો ઉદય કરો.
તો આ સમયે લાજ મારી રહે. ।।નિરવૃત્રિ.।।
નોંધારાના ઓધાર મારે એક આશરો તારો.
નહિ થાય કામ આતો, ધિક છે અવતાર મારો.
સ્મરણ નિરંતર હું તો તારૂંરે કરૂં. ।।નિરવૃત્રિ।।

અને આમ કરતાં કરતાં સવાર થયું. અને સર્વે લોકો જાગ્યા ને સમય થયોને સભા ભેગી થવા લાગી. અને પેલા ચારે ભાઇઓ નિશ્ચયને કહેવા લાગ્યા. કે મોટાભાઇ આજે સ્વયંવર જોવા સારૂ આવશો. ત્યારે નિશ્ચયે કહ્યું કે ભાઇ મારે જોવું નથી કારણકે મારૂ શરીર નરમ છે. માટે તમારે જોવા જેવું હોય તો ભલે જાઓ. આવું બોલવું સાંભળીને તેઓ ચારે જાણા જોવા સારૂ ગયા, અને નિશ્ચય પણ કુંભારના ત્યાંથી માટીનો કોરો ઘડો લઇને શહેર બહાર એક વાવ ઉપર આવ્યો. અને પછી વાવમાં સ્નાન કરી અને બેઠો. પછી તેની પાસે દેવતાઇ ઘોડાના વાળ હતા. તેમાંથી એક કાળો વાળ લઇને દઝાવ્યો. એટલે ઇંદ્ર રાજાના ત્યાંથી કાળો ઘોડો તરતજ આવ્યો અને ઘોડાને કહ્યું કે ઇંદ્ર રાજાનો કાળો પોશાક લઇને જલદી આવો એટલે ઘોડો ઇંદ્રપુરીમાં જઈને પોશાક લઇને નિશ્ચય પાસે આવ્યો. પોશાક પહેરીને ઘોડેસ્વાર થયો. અને ઘોડાને ખેલાવતો સ્વયંવર તરફ ચાલ્યો. અને નિશ્યને દુરથી જોયું તો સભામાં કોઇને સ્વયંવરનું કામ કરવા ઉભો થએલો જોયો નહિ. એટલે નિશ્ચએ ઘોડો કુદાવ્યો. અને સભાના ચોકમાં આવ્યો. ત્યારે સભાજનો વિચાર કરવા લાગ્યા કે:—

ચોપાઇ—કાળો ઘોડો કાબરોને, કાળો જેનો દરવેશ,
સભાજન વિચાર કરે, આ કોણ દેવનો પરવેશ.

આ રાજા કોણ હશે. અને કયાંથી આવ્યો. એમ વિચાર કરતાં એકએકના સામું જોવા લાગ્યા. એટલામાં તો.

## કુંડલીયા.

પવન ઝપાટે કુદીયો પડયો સભાની માંય
ચક્કર ચક્કર ઘોડો ફરે જેમ વાદળની છાંય.
જેમ વાદળની છાંય, ધાબે બેઠી નારી
ઘોડો કુદાવ્યો તેહને ફુલ દડીતો મારી.
કહે છે છગનદાસ કુંવરીને મન ભાવ્યો.
સભાજનો વિચાર કરે, આ કોણ પુરૂષ તો આવ્યો.

ઘોડાને કુદાવી સાતમા માળે નિરવૃત્રિ કુંવરી ધાબામાં બેઠેલી હતી તેની છાતીમાં ફુલનો દડો મારી ધાબુ કુદીને ચાલ્યો ગયો. આવી રીત કરેલી કુંવરીને તથા સભાજનોએ જોઈ વિચાર કર્યો કે આ કોણ હશે એમ કરતાં વખત થવાથી સભા ઉઠી ગઇ. અને સર્વે જનો પોતપોતાના મુકામે ગયા અને નિરવૃત્રિ કુંવરી ચિંતામાં પડી અને બીજે દીવસે સભા ભરી ત્યારે સફેદ ઘોડા ઉપર બેસીને પહેલા દીવસના પ્રમાણે કામ કરીને ચાલ્યો ગયો. આવું સભાના જોવામાં આવ્યું ત્યારે સભા વિચાર કરે છે કે આ કોઇ પુરૂષ હશે કે આ કોઈ દેવ હશે એમ વિચાર કરે છે એમ વિચાર કરતાં વખત થઇ ગયો ત્યારે સભા ઉઠી ગઇ ને પોતપોતાના મુકામે ગયા અને રાત પડી. કુંવરી પોતના મહેલમાં સુઇ રહેલી હતી આ વખતે કુંવરી વિચાર કરે છે કે આ કોઇ માણુસ બે દીવસથી ઘોડાને કુદાવીને દડો મારીને

જતો રહે છે. એવી રીતે કાલે પણ કરીને જતો રહેશે તો હું કોને વરીશ. માટે લાવ તેનો વિચાર કરૂં. એમ વિચાર કરતાં કરતાં કુંવરીને એવો વિચાર થયો કે હું મારા હાથમાં કટાર રાખીને તેને કંઇક નીશાની કરીશ એટલે ઓળખાશે. એટલામાં સવાર થયું. અને ત્રીજે દીવસે સભા ભરાઈ. ત્યારે આ કુંવર રાતા ઘોડા ઉપર બેસીને સભાના ચોકમાં આવ્યો. ને ઘોડાને ફેરવવા લાગ્યો. અને ઘોડાને કુદાવીને હેઠો નાખે છે. આવી રીતે ચાર પાંચ વખતે કર્યું. ત્યારે સભા વિચારમાં પડી કે આજનું કામ કઠણ છે. એવામાં ઘોડાને એડી મારીને સભા બહાર કાઢયો. અને એકદમ ઘોડાને ઉપાડયો. અને છઠ્ઠા માળે બારીમાં ઘોડાને કુદાવીરે હીચોળાની સાંકળો વચ્ચે જેવો જાય છે તેવામાં કુંવરીએ કટાર નાખી એ કટારની અણી કુંવરની લલાટે વાગી અને પાછલી બારી થઇને કુંવર ચાલ્યો ગયો. અને કુંવરે પોશાક ઉતારીને ઘોડાને વિદાય કર્યો. ને પછી પોતે ભીખારી જેવો વેશ કરીને લલાટે પાટો બાંધીને એક ધર્મશાળામાં જઇને સુતો. અને સભા સર્વે ઉઠી ગઇ અને સયંવરનું કામ પુરૂ થતાં રાજાઓ પોત પોતાના દેશમાં ચાલ્યા ગયા. હવે કુંવરી નિરવૃત્તિ પોતાના પિતાશ્રોને કહેવા લાગી કે હે પિતાજી સ્વયંવરનું કામ કરનાર પુરૂષને શોધીને લાવો ત્યારે વિવેકશીંગ કહે છે કે હે પુત્રી તેની હું કેવી રીતે સોધ કરાવું તો તેનો પત્તો લાગે. કારણ કે જ્યારનો સ્વયંવરનું કામ કરીને ગયો છે ત્યારનોજ હું તેજ વિચાર કરૂં છું. હવે આપ કહો તેમ કરૂં, ત્યારે કુંવરીએ કહ્યું કે આપણા નગ્રના તમામ સ્ત્રી, પુરૂષ, તથા બાળકોને શહેર બહાર કાઢો અને તમામ દરવાજા બંધ કરી એક એક માણસને દાખલ કરો, તો હું દરવાજા

પર ઉભી રહીને ઓળખી લઇશ. રાજાએ આ પ્રમાણે કુંવરીનાં વચન સાંભળી પોતાના પ્રધાનને બોલાવીયો અને કહ્યું કે—

## કુંડલીયા.

નગ્ર બધું ખાલી કરો, એક એક દાખલ થાય,
જમાત્ર શોધો મમતણો, આનંદ ઉર નવ માય.
આનંદ ઉર નવ માય, પરણાવું પ્રીતે તેને:
બાળા આપુ તેહને, કઠણ કામ કર્યું છે જેને.
કહે છે છગનદાસ, સત્તા આગળ નવ ચાલે જીગર;
પરધાને હુકમ કર્યો ખાલી થયું છે નગર.

હવે આ પ્રમાણે રાજાનો હુકમ સાંભળીને નગરમાં ઢંઢેરો પીટાવી નગરના તમામ માણસોને શહેર બહાર નીકળવાનો હુકમ કર્યો. એટલે નગ્ર ખાલી થયું અને શહેરના તમામ દરવાજા બંધ કરી એક દરવાજો ખુલ્લો રાખી રાજા, પ્રધાન, તથા કુંવરી ખુરસીયો નંખાવી દરવાજે બેઠાં, અને દરેક માણસોને હુકમ કર્યો કે દરેક જણ એક પછી એક એ પ્રમાણે દરવાજાની બારીમાં થઇને સૌ પોતપોતાના ઘરભણી જાઓ, એટલે તમામ મનુષ્યો શહેરમાં દાખલ થયાં, હવે સર્વેની સાથે બહાર નીકળેલો આપણો મુખ્ય સ્વયંવરનું કામ કરનાર કુંવર નિશ્ચય કે જે ભિખારી વેશમાં હતો તે છેલ્લી વખત પાછળથી જેવો દાખલ થવા જાય છે એટલે તરતજ કુંવરીએ તેને ઓળખ્યો અને આગળ જઇ ઉભી રહી અને હાથ પકડયો. હવે રાજા તથા પ્રધાન ઇત્યાદિ ત્યાંથી બાજુપર ખસી ઉભા રહ્યા ત્યારે કુંવરી નિરવૃતી તેને કહેવા વાગી કે...

ગાયન.

સ્વયંવર કામ કરીને છુપા, કઠણુ કામ કર્યું છે તમે;
ઢુંગ કરીને ફરો છો, તમે વરીએ આજે અમે કોને.
શું આવું કરવું હતું તો, શીદ કર્યું તમે કામ,
ઢોંગ કરીને ફરો છો, આતો દેખે બધું ગામ.
રાજપુત્ર છો મહારાજા, નિશ્ચય કર્યો છે અમે મનમેં. સ્વયંવર. ૧
સાચું સગપણુ એક, હવે મારે તમારૂં,
મહેલે પધારો કહ્યું માનો અમારૂં.
પરણી પ્રીતે નિરભે પદ પામો તમે. સ્વયંવર. ૨

આવાં કુંવરીનાં વચન સાંભળી નિશ્ચય મનમાં વિચાર કરી અને અજાણ્યો થઇને કહેવા લાગ્યો કે હે બાળા આમ વગર ઓળખે આ શું બોલો છો, આપ રાજાની કુંવરી અને હું એક વટેમાર્ગુ છું. તો મને મારા રસ્તે જવા દ્યો, જો કોઈ દેખશે તો મારી તથા તમારી ફજેતી થશે. ત્યારે કુંવરી નીરવૃતિ બોલી કે સ્વયંવરમાં ઘોડો કુદાવી હીંચોળાની સાંકળો વચ્ચે થઇને નીકળતાં મેં કટારી મારી તમારા લેલાટે નિશાન કર્યું છે. તે તમને વેદના થતી હશે. આપને ઘાયલ કરનાર પણુ હું હતી અને સારવાર પણુ હુંજ કરીશ માટે આપ મહેલે પધારો. ત્યારે કુંવર હશી પડયો અને કહેવા લાગ્યો કે.

ગાયન.

( રાગ, શું કહું કથની મારી રાજ. એ. )

**નિશ્ચય**—એધાને ઓળખ્યો આજ, ચતુર સુંદરી તું તો,
ધન્ય ધન્ય બાળા પ્રતિજ્ઞા તારી,
ઘોડો કુદાવતાં કટારી મારી.
ખરી એધાની રાખી આજ. ચતુર સુંદરી તું તો.

નિરવૃતિ—મહેલે પધારો મહારાજ, આનંદ લહાવો લઇએ,
શું સ્વરૂપ અહા રાજા એ તારૂ.
પુન્ય ઉદય થયું પુર્વનું મારૂ,
પ્રેમથી વરીએ આજ. આનંદ લહાવો લઇએ.

નિશ્ચય—કયા રાજાની પુત્રી છે તું તો,
નામ તારૂ શું પુછુંછું હું તો.
સાચુંરે કહે જે આજ. ચતુર સુંદરી તું તો.

નિરવૃતિ—વિવેકશીંગ નામ પિતા કેરૂં છે.
નિરવૃતિ નામ મારૂ થયું છે.
સત્ય કહું છું આજ. આનંદ લહાવો લઇએ.

નિશ્ચય—પિતારે કેરૂ મારે કરવું છે કાજ.
દેશ ફરવા હું તો નિકળ્યો છું આજ,
પછી પરણું તમ સાથ. ચતુર સુંદરી તું તો.

નિરવૃતિ—કોણ રાજાના કુંવર શું નામ,
એવું શું કરવુ અધરૂરે કામ.
કયું તમારૂ છે ગામ... આનંદ લહાવો લઇએ.

નિશ્ચય—જીવશીંગનો પુત્ર કહેવાઉં,
સોનાનું ઝાડ લેવાને જાઉં.
નૌતમ નગર મારૂ ગામ. ચતુર સુંદરી તું તો.

નિરવૃત્તિ—એક વખત મારા મહેલેરે આવો,
લગન કરીને પછી સિધાવો.
સુખે કરો તમે કાજ. આનંદ લહાવો લઇએ.

હવે કુંવર નિશ્ચય આનંદથી મહેલે પધારી લગ્ન કરવાની હા

કહી એટલે કુંવરીએ પોતાના પિતાને બોલાવી સર્વ હકીકત કહી સંભળાવી અને પોતાના અવાસે ગઇ એક બાજુ રાજા તથા પ્રધાન નિશ્ચયને રાજમહેલે લઇ ગયા, અને લગ્ન મંડપ રચાવ્યો, અને ચોરી બંધાવી અને રાજાએ કુંવર નિશ્ચયને તૈયાર કરી તથા અમીર ઉમરાવ તથા રાજ રાણીઓ સહલગ્નમંડપમાં આવ્યાં અને આનંદનાં ગીત ગવરાવવા માંડયાં થોડીવારમાં નીરવૃતિની સાહેલીઓ ધોળ ગાવા લાગી.

## ધોળ.

( કંકુ છાંટી કંકોતરી મોકલી. એ. )

આવો સખીયો આનંદ લહાવો લીજીયે,
રૂડો નિરવૃતિનો વિવાહ કીજીયે. આવો સખીયો આનંદ લહાવો લીજીયે
પાંચ થંભનો મંડપ બંધાવીયો,
લીલો પીળો માંહી રંગ પુરાવીયો,
ફરતી ફુલડાંની બાંધી છે ઝુલ. આનંદ લહાવો લીજીયે.
મન કેરો માણેક થંભ રોપીયો,
પ્રેમ કેરો તો તાર લપેટીયો;
કરણી કંકુથી તેને વધાવો. આનંદ લહાવો લીજીયે.
મારા માંડવે સાજન સારા આવીયા,
જ્ઞાન શીલ સંતોષ પધારીયા;
એ તો મુક્તી માતાના છે વીર. આનંદ લહાવો લીજીયે.
સતકેરો તો સાથીયો પુરાવીયો;
માંહી અનુભવ દીવો પ્રજળાવીયો,
મારે થઇ રહ્યો ઝાકઝમાળ. આનંદ લહાવો લીજીયે.

ઓહંગ સોહંગના બાજોઠ ઢળાવીયા,
ઉપર સ્મરણના તકીયા નંખાવીયા,
નિશ્ચય નિવૃતિ બેઠાં તે ઠામ. આનંદ લહાવો લીજીયે.
ત્યાં તો નારદ રૂષી પધારીયા;
સુરતા શબ્દે તો હસ્ત મેળાવીયા,
ચિદઘન ચોરીમાં રૂડાં દેખાય. આનંદ લહાવો લીજીયે.
કરજોડી છગનદાસ બોલીયા;
સતગુરૂજીએ પડદારે ખોલીયા,

હવે ચોરીમાં મંગળ વરતાય. આનંદ લહાવો લીજીયે.

હવે નારદ રૂષીએ કુંવર નિશ્ચય તથા નિવૃત્તિનો હસ્તમેળાપ કરાવી અને હવે મંગળ વર્તાય છે તેમાં રાજા વિવેકસીંગ કન્યાદાન આપે છે અને પરા રાણીનો પુત્ર નિશ્ચય લે છે માટે મારા વહાલા હરિજનો હવે શાં શાં દાન અપાય છે તે ધ્યાન દઇને સાંભળો.

## મંગળ રાગ ધોળ.

આજ મારે આનંદ કેરો છે દીનરે,
નિવૃત્તિ રાખ્યું પુરૂરે આકીનરે. આજ મારે. ૧
નિશ્ચય કુંવર વર મળ્યો છે સારોરે,
ધન્ય કુંવરી ભાગ્ય ઉદય થયો તારોરે. આજ મારે. ૨
વરકન્યા મંડપમાં પધરાવ્યાંરે,
વાજીંત્ર તો અનહદનાં વગડાવ્યાંરે. આજ મારે. ૩
ચોરીમાં તો પહેલું મંગળ વર્તાયરે,
પહેલે મંગળ ધર્મનું દાન અપાયરે. આજ મારે. ૪

દાન આપે વિવેકશીંગ રાજનરે,
દાન લે છે પરારે કેરો તનરે. આજ મારે. ૫
ચોરીમાં તો બીજું મંગળ વર્તાયરે,
બીજા મંગળ અર્થનું દાન અપાયરે. આજ મારે. ૬
ત્રીજે મંગળ વરત્યો છે જયજયકારરે,
મોક્ષનું દાન આપ્યું ન લાગી વારરે. આજ મારે. ૭
ચોરીમાં તો ચોથું મંગળ વર્તાણુંરે,
કામ કેરૂં રત્ન ત્યાં તો રે અપાણુંરે. આજ મારે. ૮
વરકન્યા પરણાવીયાં તે વારરે,
વિવેક રાજા રત્ન આપી ચુકયા ચાર રે, આજ મારે ૯
મુક્તી માને પ્રેમથી બોલાવોરે,
જ્ઞાન ઘીથી કર્મ કંસાર ચોળાવોરે. આજ મારે ૧૦
નિશ્ચય કુંવર સાસુનો છેડલો ઝાલ્યોરે,
સાસુએ તો ભેંસ ભક્તિ કેરી આપીરે. આજ મારે. ૧૧
નારદ રૂષીએ પરણાવીયાં છે બાળરે,
હવે તો થઇ રહ્યો જયજયકારરે. આજ મારે. ૧૨
મંગળ કેરો સમજી લેજો કોઇ સારરે,
જ્ઞાનીજન તો કરી લેજો વિચારરે. આજ મારે. ૧૩
સતગુરૂથી બુદ્ધિ અનુપમ જાગીરે.
છગનની તો ભીડ ભવોભવની ભાગીરે. આજ મારે. ૧૪

હવે રાજા વિવેકસીંગે પોતાની પુત્રી નિવૃત્તિને પરણાવી કન્યાદાન આપી સર્વને સંતુષ્ટ કર્યા અને પોતાનો એકદંડી મહેલ જે શહેર બહાર હતો તે રહેવાને માટે આપ્યો. હવે પુત્રી નિવૃત્તિ

પોતાના માતાપિતાને પગે લાગી આશીર્વાદ લઇ અને કુંવર નિશ્ચયની સાથે જવા રજા માગી અને એક દંડી મહેલમાં જઇ ઉતારો કર્યો રાજા વિવેકસીંગે જોઇતી સામગ્રી વિગેરે મોકલી આપી. હવે કુંવર નિશ્ચય મહેલની અંદર સુખચેનથી રહેવા લાગ્યો. હવે બીજે દિવસે નિવૃત્તિની સહીયરો જેવી કે શાંન્તીબા, ધિરજબા, દયાબા, તથા ક્ષમાબેન અને શ્રદ્ધાબેન તથા તિતીક્ષાબા વિગેરે પોતાની પ્રેમ પ્રિય બાળસ્નેહી સાહેલી નિવૃત્તિને મળવા આવી અને સર્વને આવતી દેખી નિરવૃત્તિ હર્ષઘેલી થઇ આવકાર આપ્યો. હર્ષથી વાત વિનોદ કરી અને ગરબો ગાવા લાગી.

## ગરબો.

( રાગ. ચાલો ઉઠોને આજ રમત રમીયે નવીરે. )

આવો સૈયરો આજે ગરબો ખેલીયેરે. ॥ટેક.॥
દલની કુડ કબુદ્ધિ એ તો આપણુ મેલીયેરે,
તેથી મળશે બેનો પરમપદનું સુખ. આવો સૈયરો. ૧

સાખી. વિશ્વાસે વળગી રહી અને પ્રભુથી રાખી ટેક.
સુરતા બાંધી શ્યામથી અને મન કર્યું વિવેક,
એવું ભાગ્ય ઉદય તો આજે બેની થાય. આવો સૈયરો. ૨

સાખી. ઉંચા કુળનો વર મળ્યો, અને આનંદ ઉર નવ માય;
કામ કઠણુ જેને કર્યું અને જગતમાં જશ ગવાય,
એવું ધારેલું કામ પુરૂ મારૂ થાય. આવો સૈયરો. ૩

સાખી. બેનો સરવે સાંભળો અને રહેજો આનંદ માંય;
અમો જઇશું સાસરે અને ઝાલી પીયું કેરી બાંય,
એવો પ્રેમથી ત્યાં આનંદ રમાય. આવો સૈયરો. ૪

સાખી. જે જોઇએ તે તો મળ્યું અને સુધર્યું સરવે કામ;
નિશ્ચય સરીખો વર મળ્યો ધન ધન તેની હામ.
એવું મળ્યું અમોને સાસરીયાનું સુખ. આવો સૈયરો. ૫
સાખી. છગન કહે સૌ સાંભળો નિશ્ચય નિવૃત્તિની જોડ;
સતગુરૂને સેવજો તો આવે નહીં કંઇ ખોડ.
એવા સતગુરૂથી દુઃખડાં સરવે જાય. ચાલો સૈયરો. ૬

ત્રીજો અંક સમાપ્ત.

## અંક ચોથો.

### છંદ.

(રાગ. ઇંદ્રવિજય.)

સુખ સજ્યાપર બેઠા છે નિશ્ચય, પિતાનું વચન સાંભળી આવ્યું,
એકદમ ચહેરો ફીક્કો પડી ગયો, નિવૃત્તિએ મન વિચાર્યું. ૧
પ્રાણનાથ તમે કેમ ઉદાશી, સાચુંરે કહેજો સોગન મારા,
આનંદે ખેલોને પ્રેમથી બોલો, ઉદાસી મેલો નાથ ઓ મારા. ૨
જે જોઇએ તે તરત મંગાવું. વાર ન કરૂ એક લગાર,
હૃદય ખોલો દુઃખ શું છે બોલો, મનમાં શું કરો આપ વિચાર. ૩
આવારે વચન નિવૃત્તિ બોલે, તોયે, નિશ્ચયનું ચીત નવ ડોલે,
છગન કહે સુણો હરિજન, હૃદય ખોલીને નિશ્ચય બોલે. ૪

હવે એક સમયે નિશ્ચય શાન્તીથી આનંદમાં બેઠો હતો તેવામાં પોતાના પિતાજીનું વચન સાંભળી આવ્યું કે તરતજ મુખનો ચ્હેરો ફીક્કો પડી ગયો ને ચીંતા કરવા લાગ્યો કે હું મારા કામની છ માસની મુદત કરી નીકળ્યો છું અને મારા ચાર ભાઇઓને પણ લાગ જોઇને વિખુટા પાડી અને નિવૃત્તિની સાથે મોજ કરૂ છું તો ધારેલું કામ ક્યારે કરીશ માટે હવે અહીંથી રવાના થઇએ તોજ આ

કામ થશે આવો વિચાર કરી નિવૃત્તિને કહે છે કે હે સુંદરી હવે હું રજા માગું છું કારણકે મારા પિતાશ્રીને સોનાનું ઝાડ લાવી આપવાનું છે ત્યારે નિવૃત્તિ કહે છે કે હું પણ આપની સાથેજ આવીશ કારણકે જળ વિના જેમ માછલી રહી શકતી નથી તેમ તમારા વિના મને ચેન પડે નહિ માટે હું પણ આવવા તૈયાર છું અને હું પણ મારાથી બનતી મદદ કરીશ ત્યારે નિશ્ચય બોલ્યો કે હે પ્રિયા તમારા માતાપીતાની રજા હોય તો ચાલો. ત્યારે નિરવૃત્તિએ પોતાના પિતા વિક્રમસીંગને બોલાવો સઘળી બીના કહી સંભળાવી એટલે રાજાએ આશીર્વાદ આપી અને જવાની રજા આપી અને કહ્યું કે કામ પરિપુર્ણ કરી વળતાં અહીં આવજો. એટલે કુંવર નિશ્ચય તથા નિવૃિત્ત બન્ને જણે રાજાને નમન કરી શહેર બહાર આવી ચાલવા માંડયું.

કુંડલીયા છંદ.

નરનારી બેઉ ચાલીયા, ઝાડ લેવાને કાજ,
પગપાળે પંથે પળ્યાં, છોડી સઘળુ સાજ.
છોડી સઘળું સાજ. મનમાં હોંસ ઘણેરી,
જંગલ વિષે પરવરયાં, કાળા ઘોડે સ્વારી.
કહે છે છગનદાસ, આગળ વાવ એક આવી,
નાગ મણીધર ત્યાં રહે, નિશ્ચયનું ઉઘડયું ભાવી.

હવે કુંવર નિશ્ચય તથા રાણી નિવૃત્તિએ પંથ કાપયા માંડયો, થોડે દુર ગયાં એટલે નિવૃતિ થાકી ગઇ આથી તરતજ નિશ્ચયે પોતાની પાસેના કાળા ઘોડાનો દેવાંશી વાળ હતો તે તરત અગ્નિ સળગાવી તે પર ધર્યો કે તરતજ કાળો ઘોડો આવીને ઉભો રહ્યો એટલે તેના પર બંને જણ સ્વાર થઇ પંથે પળ્યાં આગળ જતાં સાંજ પડવા આવીને સુર્ય મેર બેઠો એટલે વિશ્રાંતિ માટે

તથા રાત્રી ગુજારવા સ્થાનક શોધતાં એક વડનું ઝાડ અને તેની નીચે એક વાવ નજરે પડી એટલે ઘોડેથી નીચે ઉતરી ઘોડાને રજા આપી અને વિચાર કર્યો કે આવા ભયાનક જંગલમાં વાઘ ઇત્યાદિક પ્રાણીઓનો ડર હોય છે માટે ઝાડ ઉપર કપડાંની ઝોળી મોટા ડાળાંના ચોકમાં બાંધી અને બન્ને જણુ તેમાં બેસી રાત્રી ગુજારવા લાગ્યા એમ કરતાં રાત્રીના બારેકના સુમારે એક નવિન કૌતક નજરે પડયું.

કુંડલીયા.

ઝબક દઇને ઝળકીયું તેજ તેજ તણો ઝંબકાર;
નિશ્ચયે વિચારીયું, આશો થયો ચળકાટ;
આશો થયો ચળકાટ, વિજળી કયાંથી ચમકી,
મણીધર નાગ નીકળ્યો, મણી હેઠે તો મૂકી;
કહે છે છગનદાસ, રંગે રૂપે તો એવી,
રાજાએ વિચારીયું, મણી કાલે તો લેવી.

હવે આ વાવની અંદરથી એક મોટો ભયંકર નાગ નીકળ્યો અને વાવ ઉપર મણીને કાઢીને મૂકી, અને સપાટાબંધ તે મણીના પ્રકાશના આધારે ચારો ચરવા જંગલમાં ગયો અને થોડા સમયમાંજ પાછો આવી મણી ઉપાડી લઇ વાવની અંદર ચાલ્યો ગયો.

આવી રીતનો બનાવ જોઇને રાજા તથા રાણી બન્ને જણ આશ્ચર્ય પામ્યાં અને આવો અમુલ્ય મણી જોઇને રાજાએ તેને લેવાનો વિચાર કર્યો. જેમ તેમ કરી રાત્રી વીતી સવાર થયું, એટલે ઝાડ પરથી નીચે ઉતરી સૌચ સ્નાન ઇત્યાદિક કરી ઝાડ નીચે બેઠાં. અને કુંવરે ફળ વીણી લાવી ખાધાં. હવે રાત્રીના જાગરણને લીધે નીવૃતિ કપડું પાથરી સુઇ રહી, અને રાજા વિચાર કરવા લાગ્યો કે, આજ રાતે નાગ બહાર આવે અને મણી મૂકીને ચરવા જાય ત્યારે મણીને

ઢાંકી દઉં, એટલે અંધારામાં નાગ પછડાઇને મરી જશે. એટલે મણી હાથમાં આવશે આવો મન સાથે ઇરાદો કરી આરામ કરવા લાગ્યો હવે સાંજ પડવા આવી એટલે ઝાડના વેલા લાવી ઢાલને બાંધ્યાને બન્ને જણ પાછાં અંધારૂ થયું કે તરત ઝાડ ઉપર બેઠાં. હવે જ્યારે નાગને ચારો ચરવાનો સમય થયો એટલે નાગ પોતાની પુત્રી જે ઇંગલા હતી તેને કહે છે કે પુત્રી હું ચરવા જાઉં છું એટલે ઇંગલા કહેવા લાગી કે હે પિતા આપ સાવચેત રહીને ચારો ચરવા જાઓ કારણ કે હમોને એક તમારી ચીંતા રહે છે કે તમોને કોઇ મારી નાખે તો અમોને કોણ પરણાવે ત્યારે નાગ બોલ્યો કે હે બેટા શા માટે ચિંતા કરે છે મારો દેહ ન હોય તો મારા કોટે બાંધેલી ચીઠ્ઠી જે પુરૂષ લઇને આવે તેની સાથે તમો ત્રણે બેનો પરણજો એમ કહીને બહાર આવ્યો.

### રાગ ઇંદ્ર વિજય છંદ.

નાગ મણીધર બહાર નીકળીયો, મણી મુકીને તે પરવરીયો,
રાજાએ ઢાલથી મણીરે ઢાંકી, પછાડા ખાતો પાછો ફરીયો.
ફણ પછાડી ફૂંકજ મારે, રીશ અતિશય તેને ચઢી છે;
ઘાયલ થતાં ઉંચુંરે જોયું, ઝાડ ઉપર તેની દ્રષ્ટી પડી છે.
મરતાં મરતાં આ નાગે પોકાર્યું, મારનાર પુરૂષ અહીંરે આવો;
મારા કંઠેથી ચીઠ્ઠીરે લઇને, પુત્રી પરણી તમે લેજોરે લહાવો
છગન કહે આવું નાગજ બોલ્યો, સાંભળે છે ઝાડે નરને નારી
એ ઘડી તરફડી નાગજ મરીયો, હાથમાં આવી મણીરે સારી.

હવે નાગ મણી મૂકી ચરવા ગયો તે લાગ જોઈ રાજાએ મણી ઉપર ઢાલને ઢાંકી એટલે અંધારે પછાડા ખાતો નાગ પાછો આવ્યો અને ઢાલ ઉપર ફણ પછાડવા લાગ્યો એમ કરતાં ઘાયલ થવાથી

ઉંચે નજર ગઇ એટલે નરનારીને દેખી બોલ્યો કે હવે મારૂ મરણ થશે માટે તમે મારી કોટમાંથી બાંધેલી ચીઠ્ઠી તથા મણી લેઇને હે શુરવીર પુરૂષ આ વાવમાં જજો ત્યાં મારી પુત્રીને પરણજો એમ કહીને મરણ પામ્યો એટલે બન્ને જણ નીચે ઉતરીને મણી તથા ચીઠ્ઠી લઇને વાવમાં ઉતર્યા અને નાગ પુત્રીને ચીઠ્ઠી આપી એટલે નાગ પુત્રી રોવા લાગી અને બોલી કે મને રઝળતી કરી માટે જો તમો મારી સાથે ન પરણો તો જીવતા જવા દઇશ નહિ અને ઝેરની જવાળાથી મારી નાખીશ એટલે કુંવરે પરણવાની હા પાડી કે તરતજ નારદ જે ત્રણ લોકોની ટપાલ સાથે લઇને ફરનાર તે વખતેજ લાગ જોઇને ત્યાં આવ્યા અને હસ્ત મેળાપ કરી દીધો. હવે નિશ્ચય તથા રાણી તથા નાગ કન્યા આનંદથી રહેવા લાગ્યાં.

હવે એમ કરતાં થોડા એક દિવસ રહ્યા એટલે નિશ્ચયને સોનાના ઝાડની વાત સાંભળી આવી, એટલે ચિંતા કરવા લાગ્યો આ વાતની નાગકન્યાને ખબર પડવાથી રાજાને પૂછ્યું કે આપ શા માટે ઉદાશ થયા છો ? ત્યારે કુંવરે સોનાના ઝાડની વાત કહી સંભળાવી પછી ઈંગલા બોલી કે સોનાના ઝાડની ચીંતા ન કરશો કારણ કે અમો ત્રણ બહેનો છીએ તે બે ભેગાં થઇએ તો સોનાનુ ઝાડ બને છે ત્યારે રાજાએ કહ્યું કે તમારી બેનો પાસે ચાલો જઇએ એટલે ઇંગલા પોતાની બહેન પીંગલા પાસે, રાજા તથા રાણીને લઇને ગઇ. અને સઘળી હકીકત કહી સંભળાવી એટલામાં નારદ રૂષી ત્યાં પણ પધાર્યા. અને હસ્ત મેળાપ કરી દીધો. થોડાક દિવસો ત્યાં રહ્યાં એટલે રાજાએ ઈંગલા તથા પીંગલાને કહ્યું કે સોનાનું ઝાડ ક્યાં છે, ત્યારે બંન્ને જણ કહે છે કે અહીંથી હજારો ગાઉ ઉપર એક મોટી જબરજસ્ત વાવ છે ત્યાં અમારી બેન સુશુમણા રહે છે ત્યાં જઇએ એટલે ત્યાંથી સુશુમણાના પાસે જવા સારૂ ચારે જણ ચાલ્યાં.

થોડાક દિવસમાં ત્યાં પહોચ્યાં અને સુષુમણાએ માનભેરથી આદરભાવ આપ્યો અને બોલી કે આપની સાથે આ બે જણ કોણ છે ત્યારે ઈંગલા બોલી કે અમારા પ્રાણપતિ છે તેમણે આપણા પિતાને મારી નાખ્યા છે અને તેમને અમોએ વચને બાંધીને પિતાના કહેવા પ્રમાણે નારદરૂષીની સાક્ષીએ લગ્ન કર્યાં છે અને અહી લાવ્યાં છીએ એટલે આવી વાત સાંભળતાંની સાથે અતિશય ક્રોધ ચઢયો અને સુશુમણા રડવા લાગી આ વાતની નારદને ખબર પડતાંની સાથે ત્યાં આવીને કહે છે કે—

### કુંડલીયા છંદ

નારદ મુની પધારીયા, વરત્યો છે જેજેકાર,
ગાંધર્વ લગ્ન તો કર્યા, ઉતાર્યો તેનો કાળ
ઉતાર્યો તેનો કાળ, પરણાવી પ્રીતે તેને
ચાર સ્ત્રીને એક નર છે, નિશ્ચય કહે સૌ જેને
કહે છે છગનદાસ, સમજીને લેજો સાર
સોગટ બાજી ઢાળીને રમે છે એ ચારે નાર

હવે નારદ રૂષીએ ત્યાં આવી સુષુમણાને સમજાવી શાન્ત કરી અને નિશ્ચય તથા નિરવૃતિની ઓળખાણ પાડી અને હસ્ત મેળાપ કરાવી આશીર્વાદ આપીને ચાલ્યા ગયા. હવે ઈંગલા, પીંગલા, તથા સુશુમણા અને નિરવૃતિ એક દિવસે સોગટ બાજી રમે છે અને નિશ્ચય બેઠો બેઠો વિચાર કરે છે કે તરતજ સુશુમણા સામું જોઇને કહેવા લાગી કે પ્રાણનાથ આપ શા વિચારમાં પડયા છો જેવો વિચાર હોય તે અમને કહો ત્યારે નિશ્ચયે કહ્યું કે હું મારા પિતાને છ મહીના મુદત આપી સોનાનું ઝાડ લેવા આવ્યો છું પણ હવે પંદર દિવસજ બાકી રહ્યા છે પણ સોનાનું ઝાડ મળ્યું નહિ. આવું સાંભળી

સુશુમણા કહે છે કે અમો ત્રણ બેનો એક બીજાની પીઠ ભેગી કરીને બેસીએ ત્યારે નિરવૃતિ અમારા ત્રણેના ચોટલા ભેગા ગુંથી તમારા હાથમાં આપે એટલે એક હાથમાં ચોટલા ઝાલવા અને બીજા હાથે સમશેર પકડી એકજ ઝટકાથી ત્રણનાં મસ્તક કાપવાં અને નિરવૃતિને તમારી પાસે ઉભી રાખવી અને કહેવું કે તારે મસ્તકની બરાબર ખબર રાખવી કારણ કોઇનું મસ્તક બીજાના ધડ ઉપર આવે નહિ આ પ્રમાણે સોનાનું ઝાડ જોઈને તરત અમારાં માથાં અમારા ધડ ઉપર મુકી દેવાં એટલે તરતજ ચોંટી જશે પછીથી ચોટલા છોડી નાંખવા આવું સુશુમણાનું કહેવું સાંભળી રાજાને ખુબ આનંદ થયો અને તરતજ ત્રણે સ્ત્રીઓને ભેગી બેસાડી ચોટલા ભેગા ગુંથી અને નિરવૃતિને કહ્યું કે ધ્યાન રાખજે ભૂલ થાય નહિ હવે રાજાએ હાથમા સમશેર લઇ જેવો ઝટકો નાખ્યો કે તરતજ ઘમઘોર થયો અને નવિન પ્રકારના રંગો તથા શબ્દો થવા લાગ્યા.

## રાગ. ક્ષત્રી કલંક. ગાયન.

ઝટકો માર્યોને છુટયુ છે તેજ, ઝંઝાકાર ભાસી રહ્યું રે.  
આખા બ્રહ્માંડમાં થયો છે ઉજેશ. ,, ,, (૧)  
આકાશ પાતાળ થયું છે એકાકાર, ,, ,,  
વેણા જંત્રને વાગે છે સતાર. ,, ,, (૨)  
વિધવિધના થયા છે ચમતકાર, ,, ,,  
વિજળી ચમકે છે અપરંમપાર. ,, ,, (૩)  
ડાળે પાંખડીએ વસ્યા છે દેવ, ,, ,,  
એ ઝાડની નિત્ય કરો સેવ, ,, ,, (૪)  
ચૌદ દેવતા વસ્યા તે ઠામ, ,, ,,  
બ્રહ્માવિશ્નુ અને રૂદ્ર નામ. ,, ,, (૫)

અષ્ટપુરીને પંચ કોશ, „ „
એ જોઇને પામો સંતોષ. „ „ (૬)
જ્ઞાની પુરૂષો દેખે તેનું મુળ, „ „
નવલખ તારા અને ચંદા સુર. „ „ (૭)
અનુભવ કરે તે લેશે જ્ઞાન, „ „
આતો સમાધિ કેરૂં છે ભાન. „ „ (૮)
કહે છગન ગુરૂથી મળે જ્ઞાન. „ „
ઝાડ દેખ્યું ને થયું છે ભાન. „ „ (૯)

જ્યારે આવું અલોકિક ઝાડ નિશ્ચયે જોયું ત્યારે તેને ઘણો આનંદ થયો અને તરતજ વિલંબ ન કરતાં ત્રણે નાગ કન્યાઓનાં મસ્તક ધડ ઉપર મૂકી દીધાં કે તરત નાગકન્યાઓ ઉભી થઇ. ત્યાર પછી રાજા તેમને કહેવા લાગ્યો કે હે સ્ત્રીઓ હવે મારૂ ધારેલું કામ પરિપુર્ણ થયું છે માટે તમો મારા નગરમાં ચાલો. આવાં પોતાના સ્વામીનાં વચન સાંભળી નાગકન્યાઓને અતિશય આનંદ થયો, અને સર્વે વિવેકનગર તરફ રાજાના સાથે ચાલ્યાં. થોડાક દિવસોમાં વિવેકનગરીમાં આવી પહોંચ્યાં અને નિરવૃતિ રાણીના એકદંડી મહેલમાં ઉતર્યાં અને વિવેકશીંગ રાજાને ખબર આપી. ત્યારે વિવેકરાજા ત્યાં આવ્યા અને ઘણા પ્રેમથી સર્વ નાગકન્યાઓ તથા નિરવૃતને આશીર્વાદ આપ્યો. અને નિરવૃતિને પૂછયું કે હે બેટા આ નાગકન્યાઓ અહી આવી છે તે કયા પુરૂષની સ્ત્રીઓ છે ત્યારે નિરવૃતિ બોલી કે આ તમારા જમાત્રની સાથે ગાંધર્વ લગ્ન કરી અને પરણેલી છે. આવું સાંભળી રાજા વિવેકસિંગને ઘણો આનંદ થયો અને કહેવા લાગ્યા કે તમો ચારે બહેનો સંપીતે રહેજો; ત્યાર પછી નિશ્ચય કહેવા લાગ્યો કે હે રાજા હવે અમારા દેશમાં જવાની રજા આપો અને આ નગ્રમાં

મારા ચાર ભાઇ રહે છે તેમને બોલાવો ત્યારે રાજાએ અનુંચરને મોકલી કુંભારવાડેથી બોલાવ્યા. ચારે ભાઇઓને જોઇને નિશ્ચયને ઘણો આનંદ થયો અને ઘણા હેતથી તેમને પોતાની પાસે બેસાડયા અને કહ્યું કે આપણુને દેશ છોડીને આવ્યે લગભગ છ મહીના થવા આવ્યા માટે હવે જવાની તૈયારી કરો એટલે ચાર ભાઇ કહેવા લાગ્યા કે કાલે સવારે અહીંથી રવાના થઇએ હવે રાજાએ ચારેને પોતાની પુત્રીઓ ગણીને સાસરવાશો કર્યો અને પહેરામણીમાં સર્વને યથાયોગ્ય ભેટ આપી અને લાવ લશ્કર આપી સંતુષ્ટ કર્યા અને મોટી ધામ-ધુમથી શહેર બહાર સાથે જઈ રવાના કર્યા.

હવે નિશ્ચયે પોતાની રાણીઓને સાથે લઇને પોતાના નગર તરફ ચાલવા માંડયું થોડેક ગયા એટલે એક વાવ આવી ત્યાં પેલા ચાર ભાઇઓ કહેવા લાગ્યા કે હે ભાઈ તમો અમને મુકીને એકલા કયા કયા દેશમાં ફરી આવ્યા તે અમને કહો એટલે નિશ્ચયે કહ્યું કે આવો અહી આ વાવના કાંઠે બેસીને શાન્તીથી વાત કહી સંભળાવું. એમ કહી પોતાની ચારે રાણીયો સહીત લશ્કરને બે ઘડી આરામ લેવાને હુકમ કર્યો અને ચાર ભાઇઓની સાથે નિશ્ચયે એ વાવના કાંઠે જઇ સર્વ બીના કહી સંભળાવી અને વાવમાં પાણી પીવા ઉતર્યો એટલે ચારે ભાઇઓ જે દગો કરવાના ઇરાદાથી સાથે આવ્યા હતા તેઓએ ક્રોધાયમાન થઇ માંહેમાંહે ઠરાવ કર્યો કે નિશ્ચયને વાવમાં નાંખી આપણે એક એક રાણીઓને પરણીશું અને પીતાને અવળું સમજાવીશું આવો પ્રપંચ રચી અને તેઓ પણ વાવમાં ઉતર્યા અને નિશ્ચયને એકદમ પકડી વાવમાં નાખી દીધો. અને આ ચારે ભાઇઓ એકદમ દોડતા વાવમાંથી બહાર નીકળ્યા અને રાણીઓની પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે ચાલો આપણા નગ્ર તરફ જઇએ.

આવાં વચન સાંભળીને નાગ કન્યાઓ તથા નિરવૃતિને વહેમ પડયો કે આ એકદમ દોડતા આવીને આમ કેમ બોલે છે, માટે કંઈક પ્રપંચ હોવો જોઈએ. કારણ કે રાજા અને તેઓ વાવના કાંઠે બેઠા હતા અને વાતો કરતા હતા, માટે રાજા કયાં ગયા, માટે તેમની ખબર કાઢીએ. એમ ધારીને ચારે રાણીયો વાવમાં ઉતરી, અને જુએ છે તો નિશ્ચયને પાણીમાં ડુબકાં ખાતા જોયા એટલે તરત નાગકન્યાઓ પાણીમાં ઉતરીને નિશ્ચયને ઝાલી બહાર કાઢયો અને પીધેલા પાણીની ઉલટી કરાવીને ચેતન કર્યા અને વાવની બહાર લાવી. એટલે પેલા ચારે જણ ત્યાંથી નાઠા એટલે લશ્કરના માણુસોએ તેમને પકડી લીધા અને બાંધીને નિશ્ચયની પાસે લાવ્યા, ત્યારે નિશ્ચય આ દુષ્ટ ભાઇઓને ક્રોધ કરીને કહેવા લાગ્યો કે.

ક્ષત્રી કલંક. રાગ.

ઉભા રહોને દગા બાજ, ચંડાળો તમને ઠેર મારૂં રે;
તમે કરવા આવ્યા છો ખોટુ કાજ. ,, ,, (૧)
સાથે આવ્યા હતા શુ રે કામ, ,, ,,
આવી અવળી ભરાવી હામ. ,, ,, (૨)
તમે આવ્યા હતા કરવા ઘાત; ,, ,,
સઘળી કહીશ હું પીતાને વાત. ,, ,, (૩)
મારી દ્દષ્ટીથી કઢાવું તમને દુર, ,, ,,
મેં તો દેખ્યું તમારૂ કુડ. ,, ,, (૪)
એમ કહીને મારી છે લાત; ,, ,,
એતો પડયા છે ચિત્તા પાટ. ,, ,, (૫)
નાગ કન્યાએ નાખ્યાં ઝેર; ,, ,,
એમને લીધાં સ્વામી કેરાં વેર. ,, ,, (૬)
કહે છગન, દુષ્ટ દેખો ભાઇ; ,, ,,
બુરા મુકે નહિરે બુરાઇ. ,, ,, (૭)

હવે નિશ્ચયે પોતાના ચારે ભાઇઓને ખુબ માર મારી ફીટકાર આપ્યો અને નાગ કન્યાઓએ ઝેરની જ્વાળા નાખી એટલે તેઓ બેભાન થઇ ભોંયપર પડયા. થોડીવાર પછી નિશ્ચયને દયા આવી અને સ્રીઓને કહેવા લાગ્યો કે એ પાપીઓને સજીવન કરો એટલે નાગકન્યાઓએ પોતાના પતિના કહેવાથી ઝેર ચૂસી લીધું. તેથી તેઓ થોડીકવાર પછી ઉઠયા અને પોતાનાં કાળાં મો લઇને ત્યાંથી આડા અવળા ચાલ્યા ગયા. હવે નિશ્ચય પોતાની રાણીયો સહીત પોતાના નગર ભણી ચાલ્યો. જ્યારે પોતાનું નગ્ર આવ્યું એટલે ગામની ભાગોળે પડાવ નાખ્યો અને પોતાના પિતાને ખબર આપી, જ્યારે રાજા જીવશીંગને પોતાનો પુત્ર આવ્યો એવી ખબર સાંભળતાની સાથે ઘણોજ આનંદ થયો અને પોતાની રાણી પરાને બોલાવીને કહ્યું કે આપણો શુરવીર કુંવર ગામની ભાગોળે આવ્યો છે માટે સણગાર સજીને સાહેલીઓ સહીત તૈયાર થાઓ. એટલે રાણી પરાને પુષ્કળ આનંદ થયો અને પોતાના વહાલા પુત્રને વધાવાને ચાલ્યાં અને રાજા જીવશીંગ મોટી ધામધુમથી શહેરના પ્રજાજનો સહીત ગામની ભાગોળે જ્યાં કુંવર નિશ્ચયે પડાવ નાંખ્યો છે ત્યાં આવ્યા અને કુંવરને તથા ચાર પુત્રવધુને દેખીને હર્ષઘેલો થઇને રાજાએ કુંવરને છાતી સરખો દબાવી આશીર્વાદ આપ્યો. કુંવરે પીતાને તથા પોતાની માતાને નમન કર્યું. એટલે પરા રાણી કુંવરને વધાવે છે.

॥ વધામણું ॥

(રાગ. ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા.)

ચાલો સાહેલીયો નિશ્ચયને વધાવો;
માતા પરા તમે કુંવરને વધાવો.

છ માસે ઘેર આવ્યા, બળવંત વધાવો રે. ચાલો૦ (૧)
સોના રૂપાનાં કુલડાં કીધાં, મોતીના તો થાળ ભરીયા;
કંકુને કેશર લીધાં, આનંદ વરતાયા રે. ચાલો૦ (૨)
પીતા કેરાં કામ કીધાં, પરા કેરાં દુધ પીધાં;
સોના કેરાં ઝાડ લીધાં, રાણીયો ચાર લાવ્યા રે. ચાલો૦ (૩)
અનહદની તો નોબત વાગી, અંતરની તો ભ્રાંતી ભાગી;
જ્યોત તો અખંડ જાગી; છગન ગુણુ ગાયારે. ચાલો૦ (૪)

પરા રાણીએ પોતાના પુત્રને હરખભેરથી વધાવી લીધો. હવે રાજા કુંવરને સાથે લઇ વાજતે ગાજતે શહેરમાં આવ્યા, રસ્તામાં પુષ્કળ ફુલહારોથી પ્રજાજનોએ આવકાર આપ્યો રાજ્યમહેલમાં આવ્યા અને રાજાએ સઘળી બીના પુછી એટલે કુંવરે સર્વ કહી સંભળાવી અને સાંજ પડવાથી સર્વ પ્રજાજનો પોતાના ઘેર ગયા એટલે રાજા કુંવરને લઇ પોતાના મહેલે ગયા. ભોજન કરી સૌ આનંદની વાતચીત કરી રાત્રે સુઈ રહ્યા, રાજાને આનંદને લીધે આખી રાત નીદ્રા આવી નહિ. સવાર થયું એટલે સુર્યોદય થતાંની સાથે રાજ્યદરબાર ભરી નિશ્ચયને બોલાવ્યો અને કહ્યું કે સોનાનું ઝાડ બતાવો ત્યારે કુંવરે કહ્યું કે હે પિતા સોનાનું ઝાડ આપ એકલાને જેવું છે કે આખી સભાને દેખાડવું છે ત્યારે રાજા બોલ્યા કે હે બેટા સર્વેને જેવાની ઇચ્છા છે માટે સૌને બતાવો. ત્યારે નિશ્ચય કહે છે કે મારા ઉપર ક્રોધ ન કરો તોજ બતાવું કારણુ કે આપની પુત્રવધુઓની પાસે એ ઝાડ છે તેઓ સભામાં આવી અને બધાં ભેગાં જેડમાં બેસે અને હું તેમના મસ્તકના કેશ ભેગા કરી એક હાથે પકડી અને તરવારથી એકજ ઝટકાથી મસ્તક કાપું તો એ ઝાડ બને છે માટે આપની આજ્ઞા હોય તો બતાવું. આવાં કુંવ-

રના વચન સાંભળી સર્વ સભા વિચારમાં પડી અને રાજા તો દીગમૂઢ બની ગયો અને કહેવા લાગ્યો કે હે ભાઇ તેમને તું સજીવન કરી શકે છે કે મરણ પામે છે. ત્યારે નિશ્ચય બોલ્યો કે હા, હું સજીવન કરી શકું છું તો આપની શી મરજી છે ત્યારે રાજા કહે છે કે તેમને બોલાવો અને સત્વરે ઝાડ બતાવો હવે કુંવરે પોતાની ચારે રાણીઓને સભા વચ્ચે બોલાવી અને રાજા તથા સભાજનોને પ્રણામ કરી ત્રણે નાગ કન્યાઓને ભેગાં બેસાડયાં. એટલે નિરવૃતિએ તેમના મસ્તકના કેશ ભેગા ગુંથી દીધા અને પોતાના સ્વામીના હાથમાં આપ્યા નિશ્ચયે કેશ પકડી તરવારથી મસ્તક જેવું કાપ્યું કે તરતજ દેવાંશિ ઝાડ બન્યું. એટલે રાજા સહીત સભાજનોએ ઝાડના સ્વરૂપાકાર થઈ ગયા. થોડીવાર પછી નિરવૃતિએ પોતાના સ્વામીનાથને કહ્યું કે હવે મસ્તક ધડ ઉપર મુકો, એટલે કુંવરે મસ્તક નાગકન્યાઓના ધડ ઉપર મુક્યાં એટલે ત્રણે જણાં ઉભાં થયાં અને રાજ્યમહેલમાં ચાલ્યાં ગયાં. ત્યાર પછી નિશ્ચયે રાજા સહીત સર્વને સ્વરૂપાકારમાંથી પાછા વાળી માયાના સ્વરૂપમાં જોડયા એટલે સર્વ ચેતન થયા કે તરતજ અલૌકિક રિદ્ધી અને સિદ્ધી નામની બે બાળાઓ આવી અને કહે છે કે.

## ગાયન

રાજા જોઈ માયાનો ચળકાટ, મોહમાં ભૂલશો નહિ;
આતો ખોટો સંસારનો ઠાઠ, મોહમાં ભૂલશો નહિ. ।।ટેક।।

સાખી. પરથમ તો એકજ હતો, અદ્વૈત બ્રહ્મ તણો પરકાશ;
અપેક્ષાથી ઉભો થયો, માયા તણો પરકાશ.
માયા ચૈતનનો જીવ કહેવાય. મોહમાં० (૧)

સાખી. અજ્ઞાની આ જીવ ઘણા, બ્રહ્મજ્ઞાની મળે જો કોઇ;
સાર સરવે સમજાવશે, જીવપલટ બ્રહ્મ હોઇ.
ત્યારે મટે જન્મ કેરો માર. મોહમાં૰ (૨)

સાખી પુત્ર, સ્ત્રી તો કોઈ નથી, સંકલ્પ તણું એ લપ,
હૃદયથી વાસના તોડદે, અજંપા જપજે જપ;
એવી સમજણ આવે તો સુખ થાય. મોહમાં૰ (૩)

સાખી. ચૈતન આતમા એક છે, પણ જુદા જુદા ઘાટ,
છગન સોધે રૂપને, અનુભવ તણી એ વાટ.
કેવળગીરે દીયો ઓળખાય. મોહમાં૰ (૪)

હવે રાજા જીવશીંગ આવાં વચન સાંભળી ઘણા ખુશી થયા અને નિશ્ચયનો ઉપકાર માન્યો અને પોતે જીવનમૂક્તીના માર્ગમાં જોડાયા અને મનુષ્ય દેહ સાર્થક કરી પરમ પદને પામ્યા માટે મારા વહાલા હરિજનો જીવશીંગની માફક આપણે પણ નિશ્ચયને ગ્રહણ કરીશું તો એજ પદને પામીશું.

**હરિ, ઓમ શાન્તિ શાન્તિ શાન્તિ નિશ્ચય આખ્યાન સમાપ્ત.**



# જ્ઞાનગુપ્ત નિશ્ચય આખ્યાનનું સિદ્ધાંત.

મારા વહાલા હરિજનો આખ્યાનમાં ગુહ્ય શબ્દોથી સમજવામાં ન આવ્યું હોય તો આ સિદ્ધાંતથી સમજી લેજો.

રાજા અમરશીંગ—તે પરિબ્રંહ્મ જગતના દ્રષ્ટા અને જીવશીંગ તે અજ્ઞાની જીવાત્મા તે આ નૌતમ એટલે નવલીંગી વાસનાનો દેહ તેમાં રાજ્ય કરતા હતા તેમની પાંચ રાણીયો તે (૧) જાગ્રત (૨) સ્વપ્ન. (૩) શુષુપતિ. (૪) તુરીયા. (૫) પરાશક્તિ, તેમના પુત્ર. વિશ્વ, તૈજસ, પ્રાયગ્ય અને પ્રતક્ષ તથા નિશ્ચય, રાજાનો ચંદનબાગ તે, રહ્યરૂપી બાગ, તેમાં સારી વાસનાની ચોરી કરનાર, ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ નામની વૃતિઓ પ્રારબ્ધ, સંચિત, અને ક્રિયામણ ઘોડાપર બેસીને આવતી અને સતગુરૂ રૂપી માળીનાં વચનો ગણકારતી નહતી. ત્યારે આ જીવાત્મા સંતોની સભાભરીને વારંવાર ભૂલ કઢાવતો હતો પરંતુ સંદેહ રહિત બોધ થતો નહતો તેથી સતરૂપી સોનાનો ટકો અને પ્રેમરૂપી પાનનું બીડું સંતોની સભામાં મુકયું પણ વિશ્વ અભિમાન તથા તેજસ અભિમાન, પ્રાગ્ય અભિમાન અને પ્રતક્ષ અભિમાનીયોથી એ કાર્ય સિદ્ધ થતું નહતું કારણ કે સર્વનો મત જુદો જુદો હોવાથી સઘળું નિષ્ફળ જતું હતું. આથી જીવાત્મા ઘણોજ મુંઝાતો હતો. ફરીથી તેણે બ્રહ્મનિષ્ટ સંતોની સભા ભરી ત્યારે સમરણરૂપી પ્રધાનના આધાર નિશ્ચય પરાશક્તિનો પુત્ર, તેને બોલાવ્યો એટલે કંઈક હૃદયમાં શુદ્ધ સમજ આવી, માટે મારા વહાલા હરીજનો જ્યારે આપણા હૃદયમાં નિશ્ચય આવશે ત્યારે જે કંઇ કાર્ય કરવાનું હશે તે સિદ્ધ થશે. હવે સોનાના ઝાડનું ફુરણુ જ્યારે હૃદયમાં

થયું એટલે વારંવાર પ્રેમની લહેરો આવવા માંડી ત્યારે નિશ્ચયે કહ્યું કે ૭ માસે ઝાડ મળશે તે ૭ લક્ષણ. (૧) સમ (૨) દમ. (૩) શ્રદ્ધા (૪) સમાધાન (૫) ઉપરામ (૬) તિતીક્ષા એ ૭ માસ સમજવા, એ લક્ષણો જ્યારે દ્રઢ થાય ત્યારે ખરો બોધ સમજાય છે. હવે નિશ્ચય અને નિરવૃત્તિનો સબંધ સમજો સાતમાળ તે સાતભૂમિકા અને ફૂલનો દડો તે વૃત્તિનો ઝુલાળો સમજવો હવે મણિધર નાગ તે અહંકાર જ્યારે અહંકાર સ્થિર થાય ત્યારે શબ્દરૂપી મણી હાથમાં આવે અને ઈંગલા પીંગલા, અને શુષુમણાનો સંગ થાય અને અખંડ બ્રહ્મરૂપી સોનાનું ઝાડ જોવામાં આવે માટે મારા વહાલા હરિજનો બુદ્ધી વિશાળ કરીને આ દાસના શબ્દો સમજજો અને ભૂલચુક સુધારીને વાંચશો.

### ગાયન.

( રાગ સતસંગ સદા સુખકારી એ ).

પ્રથમ ગુરૂને પાયે લાગું, સંતો પાસે માગીરે માગું. ॥ ટેક ॥

ગ્રંથ જ્ઞાનનો આતો રચાવ્યો, જીવ ચોરાશી જાતાં બચાવ્યો;
હવે માયામાં નવ ફસાયો. સંતો. (૧)

ગુરૂ શબ્દથી લહેરો આવી, મારા રહૃય કમળમાં ભાવી;
એવી રૂડી અનુભવ ચાવી, સંતો. (૨)

કેવળ ગીરનો હુતો ચેલો, નામ, રૂપ, ગુણ તમે મેલો;
સુરતી શબ્દના સાથે ઠેલો. સંતો. (૩)

ભૂલ ચુક તમે કરો માફ, અસુદ્ધ હોય તો કરજો સાફ;
નથી ભણેલો પુરતું આ દાસ. સંતો. (૪)

કરજોડી છગન ગુણ ગાવે, મન સંતોના સંગમાં મલકાવે,
એ તો અવર નહિ ભટકાવે. સંતો. (૫)

દોહરો.

કેવળ કામ કરી ગયા, ગુરૂ દીગંબર રાજ;
છગન સાધ્ય સ્વરૂપને, ત્યારે રહેશે લાજ.

હરિ ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

બોલો સત્‌ગુરૂદેવકી જે

શ્રી સત્‌ગુરૂવે નમઃ



શ્રી

# હરિજનોની સાયતાવળી.

---

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પટેલ | જીજીદાસ વનમાળીદાસ | ગામ | ડેગુચા |
| ૨ | વહોરા | રસુલમીયાં જીવામીયાં | ગામ | ડાભલા |
| ૩ | પટેલ | જોઇતારામ મોતીદાસ | ગામ | કલ્લી |
| ૪ | પટેલ | બબાભાઇ જીવીદાસ | ગામ | બલોલ |
| ૫ | પટેલ | સોમાભાઇ માધવદાસ | ગામ | ધમાસણા |
| ૬ | પટેલ | હેમાભાઈ મોતીદાસ | ગામ | કલ્લી |
| ૭ | પટેલ | ખોડાભાઇ કચરદાસ | ગામ | ઊંઝા |
| ૮ | પટેલ | મગનભાઇ કાળીદાસ | ગામ | અમદાવાદ |
| ૯ | પટેલ | સીવરાંમ જેઠીદાસ | ગામ | ગોરાદ |
| ૧૦ | પટેલ | કામરાજ પ્રેમજીદાસ | ગામ | ખરોડ |
| ૧૧ | પટેલ | વીઠ્ઠલભાઇ સાંમળદાસ | ગામ | ચાણસ્મા |
| ૧૨ | પટેલ | મણીલાલ વિરચંદદાસ | ગામ | ,, |
| ૧૩ | પટેલ | હરગોવિનભાઇ પરભુદાસ | ગામ | ઉનાવા |
| ૧૪ | પટેલ | ખેમાભાઇ અભેરાજ | ગામ | કાંસા |
| ૧૫ | પટેલ | ભુદરભાઇ વસ્તારામ | ગામ | વિસનગર |
| ૧૬ | ઠાકોર | રવાજી વીરાજી | ગામ | માતપર |
| ૧૭ | પટેલ | પરાંણુભાઈ બાજીદાસ | ગામ | ગોરાદ |
| ૧૮ | પટેલ | છગનભાઇ પીતાંમ્બરદાસ | ગામ | પાંચોટ |
| ૧૯ | પટેલ | અંબારામ ઉજમદાસ | ગામ | પાંચોટ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦ | પટેલ | રણુછોડભાઇ જીવીદાસ | ગામ | પાંચોટ |
| ૨૧ | પટેલ | મગનલાલ હરગોવીનદાસ | ગામ | પાંચોટ |
| ૨૨ | પટેલ | ખુશાલભાઇ લલ્લુદાસ | ગામ | પાંચોટ |
| ૨૩ | પટેલ | જોઇતારામ અંબારામ | ગામ | વિશનગર |
| ૨૪ | પટેલ | અમથાભાઇ માધવદાસ | ગામ | અલોળુ |
| ૨૫ | પટેલ | જેઠીદાસ રામદાસ | ગામ | રાજપર |
| ૨૬ | પટેલ | લલ્લુભાઇ મગનદાસ | ગામ | પાંચોટ |
| ૨૭ | પટેલ | શંકરભાઇ ઇશ્વરદાસ | ગામ | બલોલ |
| ૨૮ | પટેલ | પરશોતમ વીરમદાસ | ગામ | પાંચોટ |
| ૨૯ | પટેલ | શંકરભાઈ ગીરધરદાસ | ગામ | વાવોલ |
| ૩૦ | વહોરા | અસમાલભાઈ સુરભાઇ | ગામ | વડુ |
| ૩૧ | પટેલ | શીવરાંમ અમીચંદદાસ | ગામ | પાંચોટ |
| ૩૨ | પટેલ | ઇશ્વિરભાઇ લખુદાસ | ગામ | ખડદા |
| ૩૩ | પટેલ | શીવાભાઇ જેસંગદાસ | ગામ | બલોલ |
| ૩૪ | પટેલ | માણેકલાલ મુળજીભાઇ | ગામ | સરસપુર |
| ૩૫ | ઠાકોર | રાજારામ ભાથીજી | ગામ | જાસકા |
| ૩૬ | પટેલ | તળશીભાઈ કીશોરદાસ | ગામ | મેરવાડા |
| ૩૭ | પટેલ | ઇશ્વરભાઈ નાગરદાસ | ગામ | વિશનગર |
| ૩૮ | પટેલ | ચંદુલાલ કાળીદાસ | ગામ | લાડોલ |
| ૩૯ | પટેલ | સેંધીદાસ બનેસંગ | ગામ | વીસનગર |
| ૪૦ | વહોરા | દાઉદભાઈ શાભાઇ | ગામ | અમદાવાદ |
| ૪૧ | પટેલ | મંગળભાઇ ભાયચંદદાસ | ગામ | આહજોલ |
| ૪૨ | પટેલ | શંકરભાઈ જોઇતારામ | ગામ | ઊંઝા |
| ૪૩ | પટેલ | મગનભાઈ ડોહલદાસ | ગામ | પાંચોટ |

———o———

## આભાર કુંડલીયા છંદ.

ભોગીલાલ માસ્તર રૂડા, સુર્યપ્રકાશ પ્રેસની માંય;
ગ્રંથ સોંપ્યો મમ તણો, સુદ્ધ કરીને જ ત્યાંય.
સુદ્ધ કરીને જ ત્યાંય, પ્રભુ લાભ ઘણેરો આપો;
દેહ ઉપાધી દુર કરો, કષ્ટ સઘળાં તો કાપો.
કહે છે છગન દાસ, ગ્રંથ પ્રસિદ્ધ કર્તા જોગી;
મુળચંદભાઈ માલીક રૂડા, મણીભાઈ જસના છે ભોગી.